# નિવેદન



ગ્રામજીવનના ઉત્કર્ષ માટે સાદી ભાષામાં લખાયેલી, ગામડાંનાં પ્રશ્નોની છણાવટ કરતી પુસ્તિકાઓ **શ્રી સયાજી ગ્રામવિકાસમાળા** દ્વારા પ્રસિદ્ધ કરવામાં આવે છે.

તદનુસાર, આ **'ઢોરસુધારણા અને દુગ્ધદોહન'** એ નામની પુસ્તિકા **ડૉ. લક્ષ્મીપ્રસાદ વિશ્વનાથ ઋષિ** પાસે તૈયાર કરાવવામાં આવેલી હોઈ તેને **મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા** તરફથી ઉક્ત માળાના ઓગણીસમા પુષ્પરૂપે પ્રસિદ્ધ કરવામાં આવે છે.

| | | |
|---|---|---|
| ભાષાન્તર શાખા,<br>પ્રાચ્યવિદ્યામન્દિર,<br>વડોદરા.<br>તા. ૧૫-૬-૫૩. | યો. જ. ત્રિપાઠી.<br>ભાષાન્તર મદદનીશ | હંસા મહેતા.<br>ઉપ કુલપતિ |

# આધારભૂત ગ્રન્થો

---

1 Cow, the mother of prosperity: published by International Harvester Company.

2 Feeding and management of Cow. By Captain A. C. Agrawal, B. sc. (Hon.) M. R. C. V. S. (London) A. I. R. O. Professor of Hygine, Dietetics Animal-Husbandry, Milk and Meat Inspsction-Lahore (Punjab)

३ बृहद् जातक

# પ્રસ્તાવના

પ્રાચ્યવિદ્યામન્દિર ભાવનગર શાખા દ્વારા મારા પ્રથમ બે લઘુ પુસ્તકો **પ્રાણીઓના શુભાશુભ લક્ષણો તથા વય વિજ્ઞાન** અને બીજું **પશુચિકિત્સા** બહાર જનતા આગળ રજુ થઇ ગયાં છે. જનતાએ બહોળો ઉપયોગ કર્યો છે એમ જાણી મને અત્યંત આનંદ થાય છે. પશુચિકિત્સાની બીજી આવૃત્તિ પણ થોડા વખત ઉપર બહાર પડી છે.

'પશુચિકિત્સા' પ્રકાશનમાં જણાવ્યા પ્રમાણે ઢોરસુધારણા અને દુગ્ધદોહન તથા બીજું પશુવૈદક નામનાં બે પુસ્તકો તૈયાર થયે જનતા આગળ રજુ કરવા પ્રસિદ્ધ કરેલું અને તે આધારે **ઢોરસુધારણા અને દુગ્ધદોહનનું** લઘુ પુસ્તક જનતા આગળ રજુ કરવાને તૈયાર કર્યું છે, જેનો ઉપયોગ ઘણો જ રસ લઇ તન અને મન રાખી વાચક કરશે તેવી પ્રયોજક આશા સેવે છે

ઢોરસુધારણા અને દુગ્ધદોહન આ બન્ને વિષયો ઉપર હજી ગુજરાતીમાં સાદી અને સરળ ભાષામાં ખેડૂતભાઇ વાંચી શકે તેવી વાર્તાના રૂપમાં કોઇપણ પુસ્તક તૈયાર થયેલું હોય તેવું મારી જાણમાં નથી. બન્ને વિષયો અતિશય સમજમાં લાવવા માટે તથા અમલમાં મૂકવા માટે ઘણા જ કઠિન છે; કારણ કે આપણી જૂની રૂઢિ જે આદર્શ ગણાતી તેને પડતી મૂકી આધુનિક રૂઢિ પ્રમાણે વર્તવા કઠિન નીવડયું, એટલે

વચગાળાની બીન શાસ્ત્રીય રૂઢિ—જેને જેમ અનુકૂળ જણાયું તેમ શરૂ કરી કાર્ય ચાલી રહ્યું છે. ખરેખર આ ગુંચ કોઈપણ માર્ગે દૂર થાય તો જ પશુસંપત્તિની સમૃદ્ધિની શકયતાઓ અમલમાં મૂકાય. અનુભવ પ્રમાણે સરળ વાંચન આવા વિષયોનું પ્રાથમિક શાળામાં જ દાખલ થાય તો દશ વર્ષમાં ખરી વસ્તુસ્થિતિનો બરાબર ખ્યાલ આવી ઢોરસુધારણાના કામને પૂરતો વેગ મળે તેમ છે.

ઢોરસુધારણા વિષે જે જે માહિતી જરૂરની છે તે સરળતાથી વર્ણવી છે. ઢોરસુધારણા તરફ પૂરતું લક્ષ ખાસ આપવાની જરૂર છે, કારણ કે ઢોર ઉપર જ ખેતી અને ખેતી ઉપર જીવનનિર્વાહ. જીવનનિર્વાહ માટે ઘણી જ પ્રવૃત્તિઓ હાથ ધરવી પડે છે. પણ તમામ પ્રવૃત્તિનું મૂળ ઢોર અને ખેતી છે. ઢોર-સુધારણા એટલે ઉત્તમ જાતિનાં ઢોર સંપાદન કરી તેને ટકાવી રાખવાં અને ઉત્તમ જાતિનાં ઢોર નીવડયાં એટલે ઉત્તમ પ્રકારની ખેડ અને ઉત્તમ પ્રકારની ખેડ એટલે ઉત્તમ ખેતી. તદુપરાંત ઉત્તમ પ્રકારનાં દુધાળાં ઢોર એટલે દૂધનો પુરવઠો અને દૂધનો પુરવઠો એટલે દૂધનો બહોળો ઉપયોગ દૂધનો બહોળો યથો-ચિત ઉપયોગ એટલે જીવનદોરીની મજબૂતાઈ. આ તમામ બાબતો એક એકના ઉપર અવલંબી રહી છે, એટલે એનું જેટલું વર્ણન કરવામાં આવે તેટલું ઓછું છે એટલે હવે દુગ્ધ-દોહનની પ્રસ્તાવના રજુ કરૂં છું.

અનાદિ કાળથી દુધાળાં જાનવરોના દૂધ દોહવાના નિયમો પ્રણાલિકાઓ ચાલી આવે છે. જો કે તેમાં કંઈ અંશમાત્ર

ફેરફાર થતા હશે પણ હાથવતી દોહવાની ક્રિયામાં કાંઇપણ સુધારો થયો હોય તેમ માલૂમ પડતું નથી. હાથવતી દૂધ દોહવાની ક્રિયા ઘણી જ પ્રાચીન છે. આ પ્રાચીન સમયથી ચાલી આવતી ક્રિયામાં આધુનિક જ્ઞાન અને પદ્ધતિમાં ઉમેરો કરવામાં આવે તો દૂધ દોહવાની ક્રિયા ઘણી જ ઉત્તમ અને લાભદાયી નીવડે.

ભરતખંડની વર્તમાન સ્થિતિમાં દૂધ દોહવાની પ્રથા કાંઇ આશાજનક જણાતી નથી. ગૌશાળામાં દૂધ દોહનારા ગુજર અગર ગ્વાલા લોકો જૂની દૂધ દોહવાની ઢબને વળગી રહ્યા છે અને વંશપરંપરાથી ચાલી આવતી ઢબ કેટલીક રીતે અસ્વચ્છ તથા હાનિકારક છે. તેના તે દાસ બની કોઇપણ નવીન લાભદાયક રીતિ ગ્રહણ કરી શકતા નથી, જ્યારે હુન્નરી જનો હંમેશ નવીન તથા પ્રચલિત આધુનિક જ્ઞાન સંપાદન કરવામાં તત્પરતા રાખે છે અને તેવો લાભદાયક તથા આધુનિક જ્ઞાનનો લોકોમાં બહોળો ફેલાવો કરવામાં પુરુષાર્થ સમજે છે.

પશ્ચિમના દેશોની પ્રજાએ દુગ્ધાલય વ્યવસાયમાં શાસ્ત્રીય જ્ઞાનવડે અનુભવથી સિદ્ધ કરી આશ્ચર્યજનક ઉન્નતિ કરી છે. તો આપણા દેશમાં પણ તેમની ઉન્નતિનું અનુકરણ કરી સારો લાભ ઉઠાવે તો જરૂર આપણી પુરાણી ઢબો કે જે હાનિકારક તથા અસ્વચ્છ છે તે દૂર થાય.

ગૌશાળામાં દુધાળાં ઢોર રાખવાનો હેતુ કેવળ સ્વચ્છ દૂધ જનસમૂહને પૂરું પાડવાનો તથા પ્રાપ્તિ કરવાનો હોય છે. જ્યારે

સ્વચ્છ દૂધ દોહવાની ઢબનું જ્ઞાન ન હોય તથા થાનમાંથી દૂધ ચતુરાઈથી તથા શાંતિથી સંપૂર્ણ કાઢવામાં ન આવે તો જરૂર ગૌશાળાના માલિકોના ધનનો નાશ થાય એટલું જ નહિ પણ દુધાળાં ઢોરની જે ઓલાદ થાય તે પણ આદર્શ સારા પ્રમાણમાં દૂધ આપનાર નીવડે નહિ.

દુધાળાં ઢોરનાં બાવલાં ( Udders ) ગોપાલની દૃષ્ટિથી શરીરનું મુખ્ય અંગ છે તેવું માનવામાં આવે તો જરા પણ અસ્થાને નથી. જો બાવલાંનો યથોચિત પ્રયોગ જળવાય તો તે બરાબર વૃદ્ધિ પામી સારા પ્રમાણમાં દૂધ સંચય કરવામાં ફળદાયક નીવડે અને જો દુર્વ્યવહાર થાય તો દૂધ સંચય તથા પેદા કરવાની શક્તિ નષ્ટ થઇ માલિકને નુકશાન વેઠવું પડે, જે ઉઘાડું છે. દૂધ દોહતી વખતે થાન ઉપર શ્રમ પડે છે, તો આ સૂત્ર ધ્યાનમાં રાખી દૂધ દોહવાની ક્રિયા ઘણી જ કોમળતાથી થવી જોઇએ. પ્રયોજકના અનુભવ પ્રમાણે દુધાળા ઢોરના ઘણાખરા થાનને લગતા રોગો દૂધ દોહવાની અનુચિત રીતિથી થાય છે. તેમ જ જનસમૂહમાં આવી અસ્વચ્છ રીતે દૂધ દોહવાથી તથા દોહનારની અસ્વચ્છતાથી તેમ જ રોગી હોવાથી ઘણાખરા રોગો દાખલ થાય છે. દૂધ દોહવાની ક્રિયા જેવી રીતે વાછરડું દૂધ થાનમાંથી ઘણી જ સાવધાનીથી ધાવે છે તેવી રીતે જ સાવધાની ભરેલી હોવી જોઇએ. વાછરડું ઘણી જ સાવધાનીથી ધાવે છે, ક્રૂરતા તથા અસાવધાની તેમાં બિલકુલ જોવામાં આવતી નથી, તો ચાલાક દોહનારે પણ વાછરડાની રીતિનું અનુકરણ કરવું ઇષ્ટ છે.

મને સંપૂર્ણ આશા છે કે આ લઘુ પ્રકાશનમાં બતાવ્યા પ્રમાણે દૂધ દોહવાની રીતિ ઘણી જ કાળજીથી વાંચી, વંચાવી, દૂધ દોહનારા તમામ ભાઈઓ ખંતથી અનુકરણ કરવા પ્રયાસ કરશે. વાચકની પ્રથમથી જ ક્ષમા માગું છું કે લખવામાં, ભાવાર્થમાં, શૈલીમાં અગર બીજી ઈતર હકીકતમાં કોઈક અંશે ત્રુટિ નીકળી આવે તો સુધારીને વાંચી સેવકને આભારી કરશો.

સાથે સાથે જે ભાઈઓએ જરૂરી માહિતી પૂરી પાડી છે, જેમણે આકૃતિ પૂરી પાડી છે તેમ જ જેમણે આ લઘુ પુસ્તક તૈયાર કરવામાં સહાનુભૂતિ આપી છે, તેમની તથા આ પુસ્તક ગ્રાહ્ય રાખી જનતા આગળ પ્રસિદ્ધ કરી વાંચન માટે વડોદરા મુકામે આવેલા પ્રાચ્યવિદ્યામન્દિર, ભાષાન્તર શાખાએ રજુ કર્યું છે તે બદલ ખરા અંતઃકરણથી આભાર માનું છું, એ જ વિજ્ઞપ્તિ.

॥ शुभं भवतु ॥



# અનુક્રમણિકા

## (વિભાગ પહેલો)



## (વિભાગ બીજો)



---

## આકૃતિઓ

## વિભાગ ૧ લો

# ઢોરસુધારણા

## પ્રકરણ પહેલું

### વિષયની રૂપરેખા

આ વિષયના પણ વડોદરાના ખેતીવાડી પ્રયોગ કેન્દ્રમાં આજથી દશ વર્ષ ઉપર વર્ગ ચાલતો હતો તેમાં કેટલાક પાઠ આપેલા. તે પાઠનો સારો અભ્યાસ કરી, આગળના પશુ-ચિકિત્સા નામના પ્રકાશનમાં પશુચિકિત્સાનો બોધપાઠ ગામ લોકોને વર્ણવેલો. તે જ કિશોરભાઈ ગામ લોકોને ઢોરસુધારણા જાણવાનો ઉત્સાહ જોઇ વર્ણન કરે છે. કિશોરભાઈ તે વખતે મારા વર્ગના વિદ્યાર્થી હતા. હોંશિયાર હતા.

પશુચિકિત્સાના વિષયના બોધપાઠ કિશોરભાઈને ઘણી જ ઉત્તમ રીતે સમજાવ્યાથી પશુચિકિત્સા નામનું પ્રથમના પ્રકાશનની પ્રતો સારા પ્રમાણમાં જનતાના ઉપયોગમાં જવાનું જણાયાથી તે જ પ્રકાશનની બીજી આવૃત્તિ બહાર પડી ચૂકી છે, જેની એક પ્રત અધિકારી વર્ગ તરફથી મને મળ્યાથી અને પ્રથમ આવૃત્તિનો સારો ઉપયોગ થવાથી મને ઘણો જ આનંદ થતાં બીજો વિષય ઢોરસુધારણા માટે લખ્યો છે. જેના બોધપાઠમાં તેની રૂપરેખા કિશોરભાઈએ પોતાના ગામના ચોરે

ખાસ કરીને તહેવારને દિવસે બધા જ ગામજનો પાકી પાળતા તે વખતે ભેગા થઇ સાંભળવા આવેલા, તેમને વર્ણન શાન્તિથી સાંભળવા જણાવી, વર્ણન શરૂ કર્યું.

મુરબ્બી ભાઇઓ, વડીલો :—આ વિષયના ઓધપાડમાંથી થોડું થોડું માણસને જે ઉપયોગી છે તે જ હું તમને જણાવું છું. ઢોર સુધારણા એટલે શું? શું આપણાં ઢોર સુધરેલાં ન ગણાય ? કયા ઢોર સુધરેલાં ગણવાં ? સુધરેલા ઢોરથી શા ફાયદા થાય ? ઢોરસુધારવા માટે શું શું કરવું ? કયાં ઢોર સારાં થાય છે ? ઢોર સંપત્તિની સમૃદ્ધિની કઇ કઈ રીતે શકયતાઓ છે ? પ્રસિદ્ધ ભારતીય કઈ કઇ ઓલાદો છે ? ગાય, બળદ, ભેંસ વગેરે માટે શું શું કરવું કે જેથી ઢોરની ભવ્ય સુધારણા થાય ? ઉપરના તમામ પ્રશ્નો કિશોરભાઇને વૃદ્ધ વડીલ ખેડૂતભાઈએ પૂછયા. કિશોરભાઈએ જણાવ્યું, આ બધા જ પ્રશ્નનો જવાબ મારા જેવા સાધારણ વિદ્યાર્થીને આપના જેવા જૂના અનુભવી મુરબ્બીને આપવો કઠિન છે. છતાં, મારા વડીલ શિક્ષકે વર્ગમાં જે જે બરાબર આ વિષય માટે સમજાવ્યું છે તે બધું જ હું કહીશ. પ્રથમ તમામ પ્રશ્નો હાથ ધરતાં પહેલાં હું આ વિષયની રૂપરેખા ટુંકમાં જણાવું છું જે આપ શાન્તિથી સાંભળી ફરી ચર્ચા કરવા જેવા મુદ્દા ઉપર પૂછશો, જેથી હું તમામ વિષય મુદ્દા સહ સમજાવીશ.

આપણે જોઇએ છીએ કે દરેક ખેડૂત પોતાની કરેલી ખેતીના પાકમાંથી ઉત્તમ જાતનો બીજવારો આવતા વર્ષના પાક માટે લગ કાઢી મૂકે છે. કારણ તે સારી રીતે સમજે છે, કે સારી

જાતનાં બીજ વાવવાથી જે પાક ઉગે છે, તેમાં કણસલાં અનાજથી ભરેલાં આવે છે, અને એકી વખતે પાકે છે. પણ જો આવીજ રીતે સારો બીજવારો એકઠો કરવાનું જારી ન રાખવામાં આવે તો ધીમે ધીમે પાક હલકી પ્રતનો ઉગવા માંડે છે. તેથી જ સારી જાતનો પાક ઉગાડવા માટે સારી જાતના બીજનો હર વખતે સંગ્રહ કરવો એ ખાસ જરૂરનું છે. જે નિયમ અનાજની ખેતી માટે લાગુ છે, તે જ નિયમ ઢોરોને પણ લાગુ પડે છે. જો આપણે શુદ્ધ ઓલાદનો વાલી સાંઢ, પાડો, ટોળામાં ન રાખીએ તો જે ઓલાદ થાય તે ટૂંકા બાંધાની, નબળી, તથા દૂધ આપવાની કે કામ કરવાની કમી શક્તિની પેદા થાય છે. આપણાં જે નબળાં ઢોરો ખેતી તથા દૂધને માટે નજરે પડે છે, તે શુદ્ધ જાતના પેઢીનામાવાળા ઢોરનું બીજ નહીં હોવાથી તેનાથી ઓલાદ લેવાની આપણી બેદર-કારતુંજ કારણ છે.

ઘણા ભાગમાં વાલી સાંઢ કે પાડો ગમે તે જાતના અને રંગના ખેતીના ઉપયોગ માટે તેમજ ગાયોને ફળવા માટે રાખતા હોવાથી ગમે તે રંગના અને હલકી પ્રતની ઉછેર થાય છે. ભારતના મુંબઈ રાજ્યમાં હજુ આઠ જાતની ઢોરની શુદ્ધ ઓલાદ છે. જેમકે :-(૧) સિન્ધી, (૨) કાંકરેજી, (૩) ડાંગી, (૪) ખિલારી, (૫) અમૃતમહાળ, (૬) કૃષ્ણાવેલી, (૭) માળવી, (૮) ગીર. ઉપરની આઠ જાત પૈકી એક અગર બીજી જાત રાજ્યના કોઇપણ ભાગમાં માફક આવે છે, જેથી ઉપરની જાતમાંથી શુદ્ધ ઓલાદના સાંઢ પસંદ કરી તેનો ઉપયોગ કરવાથી આપણે આપણા રાજ્યને તેમજ ઢોરની જાતને સુધારી

શકીએ તેમ છે. દુધાળ ઢોર પેદા કરવાને માટે આપણું દુર્લક્ષ ઘણા વર્ષથી થયેલું છે, અને જેને લઇ દુધાળ ઢોરની સંપૂર્ણ ખામી નજરે પડે છે, તે સુધારવા માટે આ જાતોમાં સારી જાતના સાંઢો પસંદ કરી દુધાળ તથા ભારવાહી, વેગથી ચાલનાર ઢોર સુધારી શકવાનો સંપૂર્ણ અવકાશ છે.

સરકાર તો ભગીરથ પ્રયત્ન–સારી રકમ ખર્ચ માટે રોકી કરી રહી છે. આ વિશાળ અને ભવ્ય ઢોરની હાલની સંપત્તિમાંથી સારા પ્રકારની ગાયો, અને વધારે બળવાન બળદો પેદા કરવાના દ્વિવિધ હેતુથી ભારત સરકારનું પશુપાલનખાતું તથા ખેતીવાડી સંશોધન સમિતિ જેવી સંસ્થાઓ જે દિશામાં કાર્ય કરી રહી છે તેનો પૂરેપૂરો ઉપયોગ આપણા સહકાર ઉપર જ અવલંબી રહ્યો છે. એક હાથે તાળી પડતી નથી તે કહેવત મુજબ સરકારની પૂર્ણ મદદ તો ખરી–પણ સાથે સાથે આપણો પૂરેપૂરો–કાર્ય અમલમાં લાવવા માટેનો સહકાર હોય તો જ ફળ પ્રાપ્ત થાય. તેમ ન હોય તો પછી જેમને ગામમાં ઘર નથી અને સીમમાં ખેતર નથી, બાંડી બકરી પણ પાળવા સાધન નથી તેવા લોકો ફક્ત ટીકા કરવી ને ઠેવી–ટીકા–' પશુપાલન ખાતા તથા ખેતીવાડી સંશોધન પાછળ દર વર્ષે લાખો રૂપિયાનો નિરર્થક ધુમાડો '–આ શું'–આપણને સાંભળવું અને બોલવું છાજે છે ? જરા પણ નહિ. આપણે તો સાથ ફળ મેળવવામાં નહિ આપતાં વિઘ્નરૂપ થવાની બૂમો પાડીએ છીએ. ભારતના તમામ ભાગમાં ઢોરસુધારણા માટે સરકાર ભગીરથ પ્રયત્ન કરે છે સારી રકમ પણ ખર્ચે છે, હવે લાભ ઉઠાવવો–સહકાર આપવો–પ્રયત્ન જારી રાખવા. સફળ તો થવાના જ પણ

સમય લાગશે, કારણ કે આ કાર્ય એક બે વર્ષનું નથી. સેંકડો વર્ષો સુધી દોરી ચાલુ રાખ્યાથી સંપૂર્ણ ફળ પ્રાપ્ત થવાનું છે જ. આ તમામ વસ્તુ શક્ય છે અને તેમ કરીશું તો આપણી ઢોર સંપત્તિ દુનિયાભરમાં અગ્રપદે લેખાશે.

કોઈ પ્રશ્ન કરશે કે, ગમે તે મજબૂત અને ગમે તે રંગ રૂપનો વાલી વાપરવાથી શું વાંધો છે? તો તેના જવાબમાં એટલુંજ કહેવું બસ થશે કે, આવા વાલી સાંઢ કે પાડા શુદ્ધ જાતના નથી હોતા કારણ, તેના રંગમાં, રૂપમાં, ઘાટમાં, કાર્યમાં અને શીંગડા વિગેરેમાં ઘણો તફાવત નજરે દેખાઈ આવે છે, અને તેનાથી જે બચ્ચાં થાય છે, તે તેના જેવાં હોતાં નથી. વાલી સાંઢ કે પાડામાં ખાસ ગુણ એ હોવો જોઇએ કે, તે પોતાની અંદર રહેલો રૂપ, રંગ, ઘાટ, સ્વભાવ તથા શક્તિ તેનાથી પેદા થતાં બચ્ચાંમાં આવવો જ જોઇએ, અને આ બાબતો લાવવા માટે ખાસ શુદ્ધ પેઢીધરની ઓલાદના સાંઢ કે પાડાની અંદરથી જ આવી શકે છે. ગમે તે રૂપ, રંગના મજબૂત વાલી સાંઢ કે પાડાની અંદર આ બાબત આપવાની કુદરતી ખામીને લીધે ઢોરઉછેર માટે વાપરવા એ સલાહ ભરેલું નથી. એક શુદ્ધ જાતિના વાલી સાંઢ કે પાડો સાઠ ગાયોની કે ભેંસની ઓલાદ સુધારે છે, અને તે સુધારો કરવાને માટે સારી જાતની ૬૦ ગાયો રાખવી જોઇએ. અને આવી રીતે આર્થિક લાભ મેળવવાને શુદ્ધ જાતિનો પેઢીધર સાંઢ કે પાડો–ગાય–ભેંસનું ટોળું સુધારવા માટે રાખવો એવી નિષ્ણાતોની ખાસ ભલામણ છે.

એક બાબત ખાસ ઢોરનો સારો ઉછેર લેવામાં ધ્યાનમાં રાખવા જેવી છે કે, અંદરને અંદર બીજ ન લેવડાવવું જોઇએ.

વિવેચન સાંભળી કહ્યું-મુરબ્બી હવે સાંભળો. ગાય વિષે હું ટૂંકમાં વર્ણન કરૂં છું કારણ કે ઢોરસુધારણામાં મુખ્ય પાત્ર પૈકીમાંનું આ એક છે.

ગાયને 'માતા' કહેવામાં આવે છે તે યર્થાથ છે. તે આપણી જીંદગીના પોષણાર્થે આવશ્યક ઘી, દૂધ આપે છે, અને તેનાથી પેદા થતા બળદ જમીન ખેડવાના કામે આવે છે, તેથી ધાન્ય વગેરે પેદા થઇ શકે છે. સત્ય છે ને? ઠીક.

પરંતુ આપણા ઉપર આવા ઉપકારો કરનાર 'ગાયમાતા'ને માટે આપણે શું કરીએ છીએ? ખેડૂતો કે જેમને ઘેર ઘાસ ચારાની છૂટ હોયછે, તે તો ભાગ્યે જ ગાય રાખે છે. જેનો દાખલો આપણા ગામમાં મોજુદ છે. રબારી-ભરવાડભાઇઓ ગાયો ટોળાબંધ રાખે છે, અને તેમાંથી વાછરડા થાય તે ખસ્સી નાનપણમાં ક્રૂર સાધનથી કરાવી બળદ વગેરેની ઉછેર થાય છે. ટોળાંબંધ ગાયો તો તેમણે પોતાના જીવનનિર્વાહ માટે અને આપણા માટે રાખી છે તો ખરી, પણ આપણે તેમને માટે જે કાંઈ અંશતઃ ગૌચર હતું તે પણ રહેવા દીધું છે? તે તો આપણે ખેડતો અર્થ પ્રાપ્તિ માટે ગજા ઉપરાંત-કબજામાં રાખી ખેડી નાંખ્યું. હવે આ ટોળાબંધ ગાયોની કેવી અવદશા તેનો ખ્યાલ કરી એ તો આંખમાં આંસુ ટપકવાં જોઇએ. પછી ઢોરસુધારણાની લાંબી વાતો, વિવેચન કરવું એ 'ધૂળ ઉપર લીંપણ' એ કહેવત મુજબનું થાય છે. હવે આ ભાઇઓ જ્યાં જ્યાં ચરવાનું મળી આવે છે ત્યાં ટોળાં લઇ-ટાઢ, તડકો, વરસાદ વગેરે માથે લઇ ટોળાં જીવાડે છે. વળી કેટલાક ભાઇઓ તો પ્રભુના અમો લાડીલા અને ગોપા-

લકો કૃષ્ણ ભગવાનના–વંશના ગણી ગાયોના ટોળાં કોઇપણ હિસાબે જીવાડવા ખાતર આપણાં જ ખેતરોમાં ઉભો માલ ખવડાવી પણ દે છે. ફરીયાદો થાય છે. મોટો દંડ ભરે છે. ગામમાં ને ગામમાં અદાવત કાયમની રહે છે. આવાં ટોળાંને ખાનપાનની કંઇ તજવીજ નહીં હોવાના કારણથી ઢોર હરાયાં છોડી દઇ, ગાયમાતાને ચોરીનો માલ ખાવાની ટેવ પાડે છે. કોનો દોષ? આપણો દોષ કે રબારી ભાઈઓનો? બન્નેનો જ. કારણ આપણે બળદની જરૂર છે, પણ ગાયોનાં ટોળાં–જીવાડવા આપણે ખેડૂતો કાંઇ પ્રબંધ કરીયે છીએ? પડતર જમીન જેમાં ગાયો ચરી ખાતી હતી તે પણ–વગવસીલો પહોંચાડી–ઊંધુંઅવળું સમજાવી તે પણ એકસાલી ખેડાણમાં આપણે જ લીધી–પછી શું?

ઇતર લોકો દૂધ, ઘી ખાવાને માટે પ્રકીર્ણ વર્ગની ગાય રાખે છે. તે ધર્માંધ હોય છે કે ગાયનો વાછરડો ખસ્સી થાય નહીં, તે મનમાં રાખી ધર્મનું પૂંછડું વગર સમજે પકડી આખલા તરીકે આંકી મૂકી, હરાયો કરવામાં છૂટો પ્રભુની માલિકીનો થઈ પેટ ભરવા ભટકયા કરે છે, અને આવી રીતે છોડેલા હરાયા આખલા ખેડુતનાં ખેતરોમાં ઘણું નુકશાન કરે છે, એટલું જ નહીં પણ તેમની જાત ભાતનું ઠેકાણું નહીં હોવાથી તેમનાથી પેદા થતી ઓલાદ પ્રકીર્ણ વર્ગના ઢોરમાં ઉમેરો કરે છે. સરકાર કેટલો બંદોબસ્ત રાખે? કેવા કાયદા કરે? આવા આંકેલાં ઢોર ડબ્બામાં પૂરાય તે હરાજીમાં કોઇ રાખે નહીં. આંકેલો રાખે તે મહાપાપ. એટલે સરકાર પાંજરાપોળ ભેગો કરે. એટલે આવા આંકેલા–પ્રકીર્ણ જાતના આખલા–પાંજરાપોળમાં વર્ણસંકર ઢોરના સમૂહમાં ઢોરસુધારણાના બદલે ઢોરકુધારણાનું કામ શરૂ કરે છે.

આ દુઃખની વાત કોને કરવી? પાંજરાપોળ એક જીવદયા અંગે કાઢેલી ધનિકોની મદદથી ચાલતી સંસ્થા. તેમાં આવાં રખડતાં નધણીયાતાં, લુલાં લંગડાં, અપંગ માંદાં ઢોર રહે. તેમાં વળી પાંજરાપોળના ખાસ નિયમો કે આખલા ખસ્સી કરવા એ મહાન પાપ અને તે સંસ્થાના નિયમ વિરુદ્ધ એટલે પ્રજોત્પત્તિ સાથે સાથે ચાલે, સંસ્થાને નિભાવણી ખર્ચ દર સાલે વધે, અને ધનિકો પાસે કાર્યકર્તાઓની યાચના ચાલુ જ રહે. એટલે આ સંસ્થા જીવદયા અંગે પ્રકીર્ણ વર્ગના ઢોરનું નાનું પ્રદર્શનરૂપે લેખીયે તો અસ્થાને નથી. ઢોરસુધારણા માટે આવી સંસ્થાએ પ્રભુની માફી માંગી લઇ, તમામ અશુદ્ધ નર ખસ્સી કરી નાંખવા. શુદ્ધ જાતિનો સાંઢ રાખવો, અને આવેલા ઢોરમાં શુદ્ધ જાતિના સાંઢના મિશ્રણ થવાથી થતી ઓલાદમાં દર વર્ષે દર વિયાણે સારી ઓલાદના લક્ષણો ઉતરશે. પણ આ બધું કોને માટે? પ્રભુ નભાવે અને જૂની ઢબો ચાલુ રહે અને આંકેલા સાંઢ પોતાનું કાર્ય ચાલુ રાખે.

પવિત્ર ગણાતી ગાયમાતા અને તેના પુત્રો પ્રત્યે આવી કૃતઘ્નતા તથા બેદરકારી બતાવવામાં આવવાથી દિન પ્રતિદિન ગાયો નબળી તથા નાના કદની થતી ગઈ છે અને તેમની દૂધ આપવાની શક્તિ પણ કમી થઇ ગઇ છે. સેંકડે ૮૦ ટકા ગાયો અંદાજે માત્ર બશેર ત્રણશેર કરતાં વધારે દૂધ આપી શકે નહીં એવી થઇ ગઇ છે, અને પાંચશેર કે તે કરતાં વધારે દૂધ આપે [illegible]વી ગાયો તો ખાનગી કે સરકારી ઢોરઉછેરના જે કોઇ ઠેકાણે ક્ષેત્રો અસ્તિત્વમાં હશે ત્યાં જ અગર કોઇ સારા રબારી–[illegible]ડ કે કોઇ કાળજીવાળો ખેડુતભાઈ કે જેને ગાય પાળવાનો

શોખ હશે ત્યાં જ જોવા મળે તો ખરી. અને જો હજી પણ ચેતીને ગાયની પસંદગી અને માવજત કરવાની કાળજી નહીં રાખવામાં આવે અને બધું જ કાર્ય સરકારને માથે કરવાનું રહેશે તો ભવિષ્યમાં ગાયનું કયું સ્થાન રહેશે તે વિચારવા જેવું છે.

આવી અનિષ્ટ સ્થિતિ બદલવા સરકારે તો પૂરેપૂરાં પગલાં પ્રથમ જ લીધાં છે અને સરકાર સતત પ્રયત્ન કરી રહી છે. નિષ્ણાતો રોકેલા છે. જીલ્લે જીલ્લે પશુપાલન કચેરી રાખી, ગામડે ગામડે ઢોરસુધારણા ને લગતી તમામ પ્રવૃત્તિ હાથ પર રાખેલી છે, પણ કમનસીબ કે મારા ખેડૂતભાઈઓને જે ખાસ સહકાર આ કામ અંગે જોઈએ તે નથી મળતો અને ગોપાલકો ઉપર જ બધો બોજો રાખી ઢોરસુધારણા કરવી છે. શી રીતે થશે ? જરૂર ખેડૂતો તથા ઢોર ઉછેરનાર લોકો ' ગાયમાતા ' ની પસંદગી તથા યોગ્ય માવજત કરશે તો ગાયમાતાના ઉપકારનો યથા શકિત બદલો આપવાની અને પરિણામે પોતાને જ ફાયદો લેવાની તજવીજ કરવાને ચૂકવું નહીં, એ સૂત્ર ધ્યાનમાં રાખી ઢોરસુધારણાનું કાર્ય હાથ ધરવું. તો જરૂર યશ જ છે.

કિશોરભાઈએ ઉપરનું નિવેદન કર્યા બાદ વધુમાં જણાવ્યું કે વડીલો અમારા શિક્ષકે નીચેનું સૂત્ર લખાવેલું જે કાયમ માટે મનમાં રાખવા જેવું છે, જેથી માર્ગ સરળ થાય તેમ છે.

"ગાય એ પ્રભુએ માનવજાતિને અર્પેલો કલ્યાણમય આશીર્વાદ છે."

કોઈ પણ દેશની તેના વિના ચઢતી થઇ નથી. આપણને તે સૌથી સરસ ખોરાક પૂરો પાડે છે. આપણને તથા આપણાં બાળકોને તે પોતાના દૂધથી તાકાત અને તંદુરસ્તી આપે છે. ગાયના સદ્ગુણોનો મહિમા મોટો છે. પોતાના દૂધથી તે આપણને પોષે છે એટલું જ નહિ; પરંતુ એથી વધારે બીજાના ઉપયોગમાં આવે તે પ્રમાણે દૂધ આપે છે. અરેખર ગાય આપણા દેશનું, જગતનું ધન છે. ગાય વિના આપણા દેશની ખેતી સમૃદ્ધ બને નહિં, અને આપણે તંદુરસ્ત અને સુખી રહી શકાશે નહીં.

જ્યાં જ્યાં ગાયનું સારી રીતે પાલન કરવામાં આવે છે, ત્યાં ત્યાં જરૂર ઉન્નતિ થાય છે. જમીન વધારે ફળદ્રૂપ થાય તેવું તેનું મળમૂત્ર છે.

ખરેખર ગાય આપણા ઉદયની માતા છે. દુર્ભાગ્યે આપણા દેશમાં ગૌપાલન ક્રમે ક્રમે ઓછું થતું જાય છે. પરિણામે આપણાં બાળકોને દૂધ આપી શકતા નથી, અને એ રીતે આપણો દેશ વધારે ગરીબ અને નિર્માલ્ય બનતો જાય છે. અમેરીકા જેવા દેશમાં તો ગાયની સારામાં સારી રીતે કેમ સંભાળ લેવી એની ખાસ દરકાર રાખવામાં આવે છે. ગાયો માટે મોટી મોટી ગૌશાળાઓ, અને તેને અંગે સારામાં સારી જાતનું ઘાસ, ખાણ, વિગેરેની અને બીજી કેટલીક જાતની વ્યવસ્થા હોય છે. આપણા દેશનો મોટો ભાગ કેવળ ખેતી ઉપર જીવે છે. હવે એ જ ખેતીને સુધારનારાં સાધનો પૈકીમાંથી ગાય પાળવામાં આવે તો આપણા ખેડૂતો ભવિષ્યમાં વધારે

સમૃદ્ધિવાન અને સુખી બને એ દેખીતું છે. પુરાણોમાં ગાયનું વર્ણન ઉચ્ચ પ્રકારનું છે અને ગાયને ઊંચું સ્થાન ધર્મમાં આપેલું છે. તેનું કારણ ઉપર જણાવેલા જે ફાયદા થાય છે તેટલા માટે જ.

## દરેક દેશની ખેતીવાડીમાં ગાયને સ્થાન છે.

સુધરેલા દેશોમાં જ્યાં ગાયને તેનું યોગ્ય સ્થાન આપવામાં આવ્યું છે, ત્યાં ઉત્તમ પ્રકારની ખેતી જોવામાં આવે છે. ખેડૂતો પોતાના ખેતરોમાં જ ઘરો બાંધી દરેક ઋતુના જુદા જુદા પાક ઉગાડે છે. ખેતરોમાં ઘાસની મોટી ગંજીઓ, દાણાના મોટા કોઠારો અને અનાજ ભરડવાના મોટાં મોટાં કારખાનાં નજરે પડે છે. દરેક અઠવાડીયે તેમની આવકમાં વધારો થતો જ જાય છે. લોકો હંમેશાં ઉદ્યોગી રહેતા હોવાથી તેમનાં મન સદાકાળ જાગ્રત જ રહે છે. તેઓ બુદ્ધિશાળી, કરકસરીઆ અને કરજમાંથી હંમેશાં મુક્ત હોય છે. તેમનાં ખેતરોમાંના ઘરોમાં સર્વ પ્રકારની સવગડ તથા સુખનાં સાધનો હોય છે. તેઓ તે દેશના ઉત્તમ ખેડૂતો અને નાગરિકો હોવાનું માન ધરાવે છે.

આપણા ગુજરાતની ખેતી અને ખેડૂતોની સ્થિતિ જોતાં ઉલટું જ જણાય છે. ખેડૂતોમાંથી ભાગ્યે જ સેંકડે પાંચ ટકા જાતે ખેતી કરતા હોય છે, અને છતાં પણ તેઓ દેવામાંથી મુક્ત હોતા નથી. જ્યારે બાકીના પંચાણું ટકાનો મોટો સમૂહ આળસમાં અને કરજમાં ડુબેલો હોય છે. કલેશ, અદાવત, ઈર્ષ્યા, વિખ્રસંતોષ—આ વધુ પ્રમાણમાં રહેલું છે. એટલે આપણા

દેશના ખેડૂતોની અત્યારે આ સ્થિતિ છે એટલે ઢોરસુધારણા માટેનો પ્રશ્ન તેમનાથી હજારો ગાઉ દૂર પડેલો છે.

સુવ્યવસ્થિત રીતે રાખેલાં શુદ્ધ જાતિનાં દુધાળાં ઢોરથી ખેતી ઉત્તમ પ્રકારની થાય છે. પાક વધારે થાય છે, અને ખર્ચેલાં નાણાં ઉપરાંત કમાઇમાં ચોક્કસ વધારો થાય છે.

અમેરિકા તથા યુરોપમાં ખેતીવાડીને અંગે રખાતી ગાયોના પ્રતાપે ટેકરાવાળાં વેરાન ખેતરોમાં પણ પુષ્કળ ઘાસચારો થાય છે, અને ત્યાં સુખ અને સાધનથી ભરપૂર અસંખ્ય ઘરો બંધાયાં છે. આ ગાયોના પોષણને માટે જમીનમાંથી જેટલો કસ પેદા થાય છે, એના કરતાં ત્રણ ગણા વધારે પૈસા દૂધ અને માખણના વેચાણથી આવે છે.

## આપણા દેશમાં હજુ આપણે ગાયને તેનું યોગ્ય સ્થાન આપ્યું નથી.

હજી પણ યોગ્ય સ્થાન ગાયને અપાયેલું નથી, છતાં પૂર્વે વડીલોએ ઢોર જાળવી તેનો વેલો ચાલુ રહે તે માટે જે જે પ્રયત્નો કરેલા તેમાંથી હજી થોડુંવત્તું રહેલું છે, જેનો ઉપભોગ આપણે કરીએ છીએ.

ભારતની પશુવસ્તીમાંથી દેશને દર વર્ષે ૧,૨૦૦ કરોડ રૂપિયા કરતાં પણ વધારે પ્રાપ્ત થાય છે. આ અસ્કયામતની [illegible] ખીલવણી માટે ઘણી ઘણી શકયતાઓ છે. પણ એનુ-[illegible]ધાર પ્રથમ જોઇએ. એવો અંદાજ કાઢવામાં આવ્યો [illegible]ગણના પછી ભારતમાં ૧૩ કરોડ ૬૦ લાખ ગાયના

વર્ગના પશુઓ અને ૪ કરોડ ભેંસ રહી છે. બીજા દેશની સરખામણીમાં આખા વિશ્વમાં ભારતની પશુવસ્તી સૌથી વધારે છે. આ વિશાળ સંખ્યાની યોગ્ય ખીલવણી કરવાથી રાષ્ટ્રની સંપત્તિમાં ઠીક ઠીક વધારો થાય, એટલું જ નહીં પણ સાથે સાથે રાષ્ટ્રનું આરોગ્ય સુધરવાની ખાતરી રહે અને ખેતી માટે તેમ જ વાહનો માટે વધારે સગવડ થઇ શકે. આ પશુસંપત્તિની સમૃદ્ધિની શકયતાઓ માટે પશુપાલનખાતું જે કામ કરે છે તેનો પૂરેપૂરો અમલ જનતા એટલે ખેડૂતો તથા ઢોર ઉછેરનારાઓ કરે તો જ ફળીભૂત થવા વિલંબ લાગે તેમ નથી. નહીંતર હજી વર્ષો ગણ્યા જ કરવાનાં જ અને જે પશુરૂપી મૂડી હાથ ઉપર છે, તેમાં ઉમેરો નહીં કરતાં ઘટાડો થવા મોટો સંભવ છે.

## આપણા દેશમાં ગૌપાલનની મોટા પ્રમાણમાં જરૂર છે.

૧ આપણે તથા આપણાં બાળકોએ ઘણા દિવસ સુધી ઘી, દૂધ વિના ચલાવ્યું છે. એ દૂધ પૂરું પાડવા માટે ગાયોની ખાસ જરૂર છે.

૨ હાડ, માંસની વૃદ્ધિને માટે દૂધ, ઘી જોઇતા પ્રમાણમાં પૂરું પાડવા માટે ગાયોની ખાસ જરૂર છે.

૩ રોજની રોજ આવકથી હાથ છૂટો રહે તે માટે શુદ્ધ ઓલાદની ગાય એક સુંદર સાધન છે.

૪ ગૌપાલનથી તેના મળમૂત્રનું ખાતર થવાથી જમીનનો રસકસ જળવાઈ તે ફળદ્રૂપ બને છે.

૫ દેશનાં હજારો ઠીંગણાં, રોગી, નબળા, હાડકાંવાળાં, દાંતના રોગોવાળાં અને જડબુદ્ધિવાળાં બાળકોને ગાયનું દૂધ એક સર્વ શ્રેષ્ઠ ઔષધરૂપ છે. કારણ, એ દૂધના તત્વોમાં જીવન પોષનારાં સર્વે તત્વો સમાયલાં છે.

૬ મોટામાં મોટું સાધન, જે જમીનની ખેડ માટે, ભાર વાહક માટે જરૂરનું છે–તે ગાયમાતાનાં સંતાનો છે. ઉત્તમ પ્રકારના સશક્ત, ભરાવદાર, ભારે જમીન ખેડવા માટે અને ભારદારી ગાડાં ખેંચવા માટે બળદો તો શુદ્ધ ઓલાદનો સાંઢ અને ગાયથી લભ્ય છે.

કિશોરભાઈએ ભારપૂર્વક ભેગા થએલા ભાઈઓને જણાવ્યું કે–આપણા ખેડૂતો મૂળે દેવાદાર હોય છે. એટલે આખા વર્ષમાં ફક્ત એક જ મોસમ, જે કપાસ વેચવાની હોય છે, તે વખતે જ તેમના હાથમાં પૈસો આવે છે. તેમાંથી તો તેઓને સરકારનું, ગામના વાણીયાનું, પોતાના લેણદારોનું ઘાંચી, કાપડીયા, તથા બળદ વેચનાર પાસેથી લીધેલા બળદની કિંમતનો હપ્તો ભરવાનું વિગેરે લોકોનું કરજ ચૂકવવાનું હોય છે, એટલે આ બધાને અંતે તેમના હાથમાં ભાગ્યે જ પૈસા રહે છે, અને વળી પાછો આખા વર્ષનો ઉધારીઓ જીવન વ્યવહાર શરૂ થાય છે. આવા જીવનને આપણે ભાગ્યે જ સુખી જીવન કહી શકીએ.

હવે આ સ્થિતિમાંથી ક્રમે ક્રમે બચવા માટે જો આપણે ગાયો શુદ્ધ જાતીની પાળતા હોઈએ અને કપાસ, તમાકુનો થોડો પાક ઓછો કરી તેટલું બીજું ધાન્ય ઉગાડવામાં કરતા

હોઇએ, તો જરૂર આપણે આપણાં ઢોરનો સારી રીતે નિભાવ કરી શકીએ, અને એ ઉપરાંત દૂધ, ઘીના પૈસામાંથી આપણો દરરોજનો જીવનવ્યવહાર વધારે સરળ રીતે ચલાવી શકીએ.

ગમે તેમ હોય પરંતુ એટલું તો નક્કી જ છે કે :—

સારામાં સારૂં દૂધ મેળવવા માટે,
સારામાં સારૂં ઘી મેળવવા માટે,
સારામાં સારી મલાઈ મેળવવા માટે,
સારામાં સારા બળદો પેદા કરવા માટે,

આપણે હાલની ગાયોમાં જ શુદ્ધ જાતિના સાંઢ મૂકી તેની ઓલાદ સુધરેલી થાય તો ઉપરના જણાવેલા સિદ્ધાંતો જરૂર પૂરા પડશે.

કિશોરભાઇએ ઢોરસુધારણાના વિષયની ટૂંકમાં વડીલ-ભાઈઓને રૂપરેખા ઉપર પ્રમાણે જણાવ્યા બાદ કહ્યું કે હવે સારી ઓલાદનો સાંઢ તથા ગાય, તે માટે ટૂંકમાં હું આવતી કાલે જણાવીશ. ભેગા થયેલા ભાઇઓ આ સાંભળી પ્રસન્ન થયા અને જણાવ્યું કે ખરેખર સરકારે જે કેળવણી માટે મોટો પ્રયાસ ઉઠાવ્યો છે, તે સફળ જ છે.

## પ્રકરણ બીજું.

# ઢોરસુધારણા એટલે શું ?

કિશોરભાઇએ બીજે દિવસે ઢોરસુધારણા વિષે કહેવાનું શરૂ કર્યું. પ્રાણી વર્ગના પ્રજોત્પત્તિશાસ્ત્રમાં આપણો દેશ હાલમાં કદાચ બીજા પશ્ચિમના દેશો કરતાં કદાચ પાછળ હશે. નબળી ગાયો એટલે જે ઓલાદની વખણાતી ગાયોથી ઉતરતી ગાયો—તેવી ગાયોમાંથી સારી ઓલાદની ગાયો કેવી રીતે પ્રાપ્ત કરવી, એ વિષે પશુપાલનખાતા તરફથી કામ થાય છે. પણ ખેડૂતભાઇઓ તથા ઢોરના પાળનારાઓ તરફથી જેવો જોઇએ તેવા સહકારના અભાવે-સુધારણામાં ઢીલ જણાઇ આવે છે

પણ પશુઉછેરને લગતા સંશોધનમાં નીચેનાં જે ધ્યેયો રાખવામાં આવ્યાં છે તે ધ્યેયોના અમલ માટે ખેડૂતભાઇઓ તથા ઢોર પાળનારાઓ પૂરેપૂરા સહકારથી કામ માથે લેશે તો જરૂર પશ્ચિમના દેશોની સરખામણીમાં ઢોરસુધારણા જરૂર થવાની જ.

૧ જુદી જુદી ઓલાદના પ્રકારો અનુસાર તે ઓલાદની દૂધ આપવાની અને ભાર ખેંચવાની શક્તિ વધારીને ખાસ ઓલાદની સુધારણા કરવી.

૨ કોઈ પણ ઓલાદ સાથે સમાન લક્ષણો ધરાવતાં ન હોય અને ઓછું દૂધ આપવાના અથવા ઓછો ભાર ખેંચવાના કારણસર જેમની સામાન્યત: ઉપેક્ષા કરવામાં આવતી હોય એવાં પ્રકીર્ણ વર્ગના ( નોન-ડિસ્ક્રિપ્ટ ) પશુઓને સારા

આખલા સાથે સમકક્ષ બનાવીને સામાન્ય રીતે ઉપયોગી એવાં પશુઓ પેદા કરવાં.

૩ પસંદ કરેલાં ખાસ પશુઓના પ્રજનન દ્વારા દૂધ માટે અને ભારવહન માટે એમ બેવડા હેતુ માટે ઉપયોગી થાય એવી પશુની ઓલાદ પેદા કરવી.

૪ સુધારેલી ઓલાદો લોકપ્રિય બનાવવી અને પશુઓના માલિકોને પશુપ્રજનનની સુધારેલી પધ્ધતિઓમાં રસ લેતા કરવા. પશુપ્રજનન વિષયક સંશોધનપરથી, દેશમાં મળી આવતાં ભારવાહક પશુઓમાંના કેટલાક પશુઓમાંથી ઉપયોગી પશુઓ પેદા કરવાની શકિત હજી છે.

ઉપરના ધ્યેયો જે જણાવ્યાં છે તે પ્રમાણે પશુઓ પેદા થાય એટલે સારા પ્રમાણમાં દુધાળાં જાનવરો થાય તથા ભારવાહક થાય તેમજ બંને ગુણોવાળાં પણ પશુઓ તૈયાર થાય તેનું નામ પશુસુધારણા.

આ વર્ણન પૂરૂં કરતાં એક વૃદ્ધ ખેડૂત બોલ્યા-ભાઈ, આપણા ભારતની પ્રસિદ્ધ ઓલાદોનું સહેજ જાણતા હોય તો અમારે જાણવાની ઉત્કંઠા છે. કિશોરભાઈએ તુર્તજ કહ્યું કે આ વિષયમાં જ આનો સમાવેશ થાય અને તે હું કહેવાનો હતો જ અને તમારૂં સૂચન થયું. ભલે, શાન્તિથી સાંભળો.

**પ્રસિદ્ધ ભારતીય ઓલાદો :**—ગુજરાતનું પશુધન શું છે તે તો તમે બધા જ જાણો છો. પણ ભારતભરમાં શું છે તે સાંભળો.

દૂધ તથા ખેતી માટે બળદ આપે એવી ગાયની કેટલીક સારી ઓલાદો ભારતમાં છે. એમાંની મુખ્ય ઓલાદો–હરિયાણા કાંકરેજ (ગુજરાતમાં છે) ઓંગલ, ગીર (સૌરાષ્ટ્રમાં છે) માળવી અમૃતમહાલ, ખીલાર અને કાંગાયમ છે. ભેંસોમાં સુપ્રસિદ્ધ ઓલાદો મુરાહ, જાફરાબાદી (સૌરાષ્ટ્રમાં) સુરતી અગર ચરોતરી, નીલીરાવી અને નાગપુરી છે. આ ગાયોની તેમ જ ભેંસોની ઓલાદોમાં વરસોથી વિકાસ થતો આવ્યો છે અને પરિસ્થિતિ અનુસારનું સ્વરૂપ તેમણે પ્રાપ્ત કર્યું છે પ્રખ્યાત ઓલાદની દૂધ દેવાની તેમ જ ભાર ખેંચવાની શક્તિ વધારીને દેશભરમાં તેમને લોકોપયોગી બનાવવા માટે પ્રાંતિક સરકારો વિવિધ ઉપાયો યોજે છે. શુદ્ધ ઓલાદોના સિંહાવલોકન માટે દેશમાં જુદા જુદા ભાગમાં પશુપ્રદર્શનો યોજાય છે અને દર વર્ષે અખિલ ભારત પશુપ્રદર્શન ભરવામાં આવે છે. આથી શુદ્ધ ઓલાદોના પશુઓને નજરે જોવાથી ઢોરઉછેરનો ખ્યાલ તરી આવે છે.

કિશોરભાઈએ જણાવ્યું કે–દેશની દુધાળી ઓલાદો આગળ જણાવવાની રહી ગઈ, કારણ હવે તે જાતોનાં થોડાં ઘણાં જ પશુઓ ભારતને ભાગ છે. રાતી સિન્ધી, સાહીવાલ, થરપારકર એ ત્રણ સુપ્રસિદ્ધ દુધાળી ઓલાદોનાં વતનીસ્થાનો પાકિસ્તાનને ભાગે આવ્યા, પણ સદ્ભાગ્યે આમાંનાં કેટલાંક પશુઓ હજી ભારતમાં અસ્તિત્વમાં છે, અને તે પશુઓમાંથી એ જ ઓલાદની વૃદ્ધિ કરવાનું શક્ય છે. વખત લાગશે, કારણ ઢોરસુધારણા કરવામાં વર્ષોનાં વર્ષો લાગે છે.

દેશમાં સારામાં સારી દુધાળી ઓલાદ સાહીવાલ છે. હમણાં પંજાબ, દિલ્હી, ઉત્તરપ્રદેશ, બિહાર અને મધ્યપ્રદેશમાં તેને

ઉછેરવામાં આવે છે. રાતી સિન્ધી મુંબઇ, બિહાર, ઉત્તરપ્રદેશ, મધ્યપ્રદેશ, મ્હૈસુર, કુર્ગ, અને મદ્રાસમાં ઉછેરવામાં આવે છે. થરપારકર, પંજાબ, અને બિહારમાં પણ ઉછેરવામાં આવે છે.

વિદેશી ઓલાદો સાથે સરખામણીમાં શોભે એવી આ ત્રણે ઓલાદો છે.

પણ કમનસીબે બીજા પરચુરણ પશુઓની સંખ્યા ઘણી મોટી હોવાથી અતિ વિકટ સમસ્યા આવી પડી છે. આ પશુઓની ઓલાદો સુધાર્યા વિના અને અનુત્પાદક પશુઓને અલગ પાડ્યા વિના છૂટકો નથી. દેશમાં આવાં પશુઓ લાખોની સંખ્યામાં હોવાથી આ સમસ્યાનો જલ્દી નિકાલ થાય એમ નથી. પણ આ કામને અગ્રપદ આપીને શરૂઆત થઇ ચૂકી છે. જરૂર પ્રકીર્ણ પશુઓમાં પણ સારી ઓલાદના સાંઢ મૂકી સુધારણા થાય છે. અને તે પ્રમાણે કામ ચાલશે, એટલે નકામાં બીનજરૂરી ભારરૂપ પશુઓ આપોઆપ ઓછાં થઇ જશે.

કિશોરભાઇએ વડીલોને નમન કરી જણાવ્યું કે, ભારતની પ્રસિદ્ધ ઓલાદો વિષે વર્ણન રજુ કર્યું. ઢોરસુધારણા એટલે શું તેનો ખ્યાલ આપ્યો. હવે ઢોરસુધારણાના મુખ્ય મુદ્દાઓ કયા કયા છે, તે ખાસ જાણવાની જરૂર છે. કારણ મુદ્દાઓ જાણ્યા બાદ કામમાં સરળતા થાય અને સારી જાતનાં ઢોરો પેદા થાય. ગુજરાતમાં ખાસ કરીને પ્રસિદ્ધ ઓલાદમાં દૂધ આપવામાં તથા ભારવાહકમાં ઉત્તમ જાત કાંકરેજી છે જ અને તેને વધુ ખીલવવા માટે ખાસ પ્રયત્ન કરવાનો છે. આમાં આપણે ખેડુતો સહકારથી ગાયો પાળવાનું હાથ ધરીશું તો જ શાસ્ત્રીય રીતે

સરકાર મદદથી કાંકરેજી અંગર વઢીઆર ઓલાદને ટકાવી રાખી શકાશે. રબારીભાઇઓ તથા ભરવાડભાઇઓ તો કામ કરે છે, પણ હુવે તેમની પાસે પોતાની જમીન તો નથી જ, સરકારી પડતરો ઉપર અને ખેડૂતભાઇઓના ખેતરોના પાકની મોસમ વીત્યા બાદ ગ્રીમ ભેલાય તેના ઉપર તેમના ઢોરનો નિર્વાહુ આજ સુધી ચાલ્યો. હુવે આવાં પડતરો આવા અનાજના કટોકટીના સમયમાં રખાય નહીં. એટલે પડતરો એક પછી એક ખેડાણ થઈ વાવેતરમાં આવવા લાગ્યાં છે. ગૌચર તો નધણીયાતી જમીન એટલે તેને સુધારીને વાપરવું તે તો ખેડૂતો કે રબારીભાઇઓ સમજ્યા જ નથી. એટલે જે કાંઇ ગૌચર છે તેને જ્યારે જ્યારે જોવામાં આવે તો તેમાં કુવાળીયા, કેર, ખાડાટેકરા, પાણીના દશ વગેરે જ જોવામાં આવે છે. આખા ય ગામનાં ઢોર ચરે એટલે જમીન ખોદાઇ, ટપણાઇ જઇ ઘાસ થાય જ કયાંથી? ફક્ત ઢોર જઇને ઉભાં રહે અને તેમનું છાણમૂતર પડે તેમાંથી છાણ તો સૂકાઇ અડાઇયાં થાય અને ગરીબ વર્ગો બળતણના ઉપયોગ માટે વીણી જાય છે. આવી રીતે સચવાયલાં ગૌચરમાંથી શું ચરવાનું મળે? કોનો દોષ કાઢવો? આપણે બધા જ સરકારનો દો કાઢીએ છીએ કે ગૌચર પ્રમાણમાં નથી. પણ જે છે તેમ કોઇએ સુધારવા પ્રયત્ન કર્યો છે? મોઢું જ વાંકું ત્યાં દર્પણને કેમ દોષ કઢાય? માટે ભાઇઓ, સુરબ્બીઓ! આપણે કેડબંધ દો સુધારવાનું કામ હાથ લેવા માટે સારી જાતની આ દેશને અનુકૂળ કાંકરેજી ગાયો પોતાની ખેતી પ્રમાણે રાખવી, ગામ તળાવો પાણીના પુરવઠા માટે સહકારથી ગામલોકે ખોદવાં, ગૌચરોમાંથી ક્રેડાં નકામાં ઝાડવાં, નકામું દાભ તથા ખડી

જેવું ઘાસ જળમૂળથી કાઢી દર સાલે ગૌચર ચોખ્ખું કરી સાફ રાખવું. દરેકના જાનવરો ચરવા આવે તેમને બધાએ જ સાથ આપી, કામ કરીશું તો જ ગૌચર સુધરશે, ઢોર એટલે ગાય તથા ભેંસ બન્ને પાળીશું અને ગાયના થયેલા વાછરડા બળદ તરીકે આપણી જ ખેતીમાં ઉપયોગી થશે.

કાઠિયાવાડમાં સુંદર ગીર જાતની ગાયો કૃષ્ણ ભગવાનની રાજધાનીમાંની જ આપણને વારસામાં મળી છે. દૂધમાં તો ઘણી જ સારી. ફક્ત તેના થતા બળદો ગુજરાતની ભારે જમીનની ખેડ માટે ઘણા જ ઢીલા પડે છે. પણ સૌરાષ્ટ્રની જમીન માટે તો તે બરાબર જ ચાલે છે. જ્યાં જેવી ખેડ કરવાની જમીન તેવી જ ઓલાદના જાનવરો અનાદિ કાળથી જ ચાલ્યાં આવ્યાં છે. પણ તેમાં બીજી ઓલાદની ભેળસેળ થવાથી પ્રકીર્ણ ઓલાદના ટૂંકા, પેઢીનામા વગરના આખલાઓ ઘરમાં રહી પશુધનને મોટામાં મોટી હાનિ પહોંચાડી છે. તે દૂર નહીં થાય ત્યાં સુધી ઢોર–સુધારણામાં એક પગલું પણ આગળ વધી શકાય તેમ નથી. સરકારે કાયદા પણ કર્યા છે, પણ લોકો જ્યારે નિષ્કાળજી રાખી પોતાનું ઘર ઊંચું લાવવા પ્રયત્ન ન કરે તો સરકારના કાયદા શી રીતે મદદ રૂપ થાય? કાયદા લોકોને દુઃખરૂપ જણાઇ ઉહાપોહ કરી મૂકે છે. આ વસ્તુ જો આપણે બરાબર યાદ કરીશું તો આપણો જ બધો દોષ છે.

હવે આ બન્ને ઓલાદો—જે કીમતી વારસો છે—તેને સુધારવા માટે કયા કયા મુદ્દાઓની જરૂર છે તેનું હું વિવેચન મારી બુદ્ધિ પ્રમાણે અભ્યાસમાં શીખ્યા પ્રમાણે અને અનુભવ પ્રમાણે ત્રીજા પ્રકરણમાં રજુ કરું છું. વૃદ્ધો એ સાંભળી આનંદ પામી,

અન્યોન્ય વાતો કરતા કે ઘેર જઇ પોતાના બાળકોને પણ આજથી થોડું થોડું આનું જ્ઞાન અપાય તો ભવિષ્યમાં તે બાળકો પણ સારા ખેડૂત તેમ જ પશુપાલક નીવડે. આશીર્વાદ પ્રભુનો કે આવી તાલીમ મળવાના સાધનો સરકારે કાઢેલાં છે, જેનો હવે ઉપયોગ બરાબર કરવો.

---

પ્રકરણ ત્રીજું.

# ઢોરસુધારણા માટે મુખ્ય મુદ્દા

કિશોરભાઇએ બીજે જ દિવસે આગળના પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે વડીલોને ગામ ચોરે ઢોરસુધારણાના મુખ્ય મુદ્દાઓ ઉપર પ્રવચન શરૂ કર્યું.

વડીલો! અત્રે હું મુખ્ય મુદ્દાનો સહેજ ખ્યાલ આપી શકીશ, કારણ કે વધુ ઝીણવટથી આ વિષય ઉપર કહેવાની મારી શક્તિ ઓછી છે અને વળી મુખ્ય મુદ્દાઓ જાણ્યા વગર ઝીણવટના પ્રશ્નો સમજાય પણ નહીં. તે તો અભ્યાસી વર્ગ માટે છે.

ઢોરસુધારણા માટે મુખ્ય ચાર મુદ્દાઓ સમજવાના છે. જેવા કે :—

(૧) પશુઆરોગ્ય (Health).
(૨) પશુપ્રજનન (Breeding).
(૩) પશુપોષણ (Feeding).
(૪) પશુવેચાણ (Marketing).

હવે ક્રમવાર મુદ્દાઓ ઉપર ટૂંકમાં જણાવું છું. જે અમલમાં મૂકવા જેવું છે તે જ જણાવું છું; કારણ કે, એક મુદ્દા ઉપર લંબાણથી વિવેચન કરવામાં આવે તો **ગ્રંથ લખાય.** દરેક મુદ્દા ઉપર અંગ્રેજી ભાષામાં મોટા ગ્રંથો લખાયેલા છે. સંશોધન જેમ જેમ થતું જાય છે તેમ તેમ મુદ્દામાં વધારો થતો જાય છે પણ, આપણે તો મુદ્દાઓની રૂપરેખા જાણી કામની શરૂઆત કરવાની છે, ને સરકાર તરફથી જે સવલતો પ્રજા માટે આ વિષય માટે રાખેલી છે તેનો બરાબર ઉપયોગ કરી કામ ફતેહમંદ કરવાની ઉત્કંઠા રાખવાની છે.

(૧) **પશુનું આરોગ્ય** :—કિશોરભાઈએ કહ્યું કે આપણાં ઘરડાં કહે છે કે 'પહેલું સુખ તે જાતે નર્યા'. તેવું જ પશુઓને પણ લાગુ છે. ઢોરસુધારણા ક્યારે થાય કે પશુ નિરોગી રહે તેવાં સાધનો રખાય તો જ સુધારણા થાય. એટલે પશુનું આરોગ્ય જાળવવા માટે નીચેની બે બાબતો પ્રથમથી જ ધ્યાનમાં રાખવી જોઈએ.

(૧) ઢોરના માટે પાણીની પૂરેપૂરી વ્યવસ્થા :—

ચોખ્ખું પાણી જેવું આપણને જરૂર છે, તેવું ઢોરને પણ જોઈએ, કારણ શરીરના અવયવોનું કામકાજ અનેક રીતે સરખું જ હોય છે.

ચોમાસામાં અને શિયાળામાં સ્વચ્છ પાણી દરરોજ બે વખત પાવામાં આવે તો પણ ચાલે, પણ ઉનાળામાં તો દિવસમાં ત્રણ વખત નિયમિત પાણી પાવું જ જોઈએ. ગંદુ અને મેલું પાણી પણ ઢોર તરસ્યું હોય તો પીએ છે જ. મૂંગું પ્રાણી કોને

પાણીનો સ્વાદ કહેશે ? ગંદુ પાણી પીવાથી ઝાડા, ચૂંક, આફરો ચઢશે ત્યારે માલિક જાણશે કે આ શું થયું ? પછી ઊંટવૈદ જેવા દવા કરનારા પાસે તુર્ત દોડી જઈ, દવા વગેરે ઘરગથ્થુ ઉપચાર કરશે ઔષધ તો ઊંટવૈદ આપશે જ કારણ તેણે ઉદરનિર્વાહ માટે આ સાધન રાખેલું હોય છે. ઔષધી જો માફક આવી તો ઠીક પણ–જો પ્રતિકૂળ થઈ ને વધુ બિમારી થવા પામી તો છેવટે ગામને ગાંદરે પશુદવાખાનું હશે ત્યાં નિસાસો નાંખતો જશે, અને ત્યાંના ચિકિત્સકને શું શું ઘર આગળ અજમાવ્યું છે તે નહીં કહેતાં ખોટી હકીકત જણાવી દવા લઈ જશે. હવે પરિણામ ખોટું આવ્યું એટલે દોષ ચિકિત્સકનો કાઢી બીજા માંદાં ઢોરના માલિકો દવાખાનામાં જવા વિચાર રાખતા હોય તે પણ માંડી વાળે છે. પણ પોતે જ જો વિચાર કર્યો હોત કે નાના તળાવ અને ખાબોચીઆનું પાણી ઝેરની જ ગરજ સારે છે અને ચિકિત્સકની મદદ પ્રથમથી જ ખરી હકીકત મેળવી લીધી હોય તો આવી દુર્દશા થવા પામત નહીં. પણ આ વિચાર મૂંગા પ્રાણી માટે આવે જ નહીં. માટે મોટાં તળાવ કે નદીનું અથવા એવાં જળાશયો હોય જ્યાંથી માણસો પાણી પીવાનો ઉપયોગ કરતા હોય ત્યાંનું પાણી પાવું. દેશના હવામાન, ખાણ, ચાર ઉપર પાણી પાવાનું પ્રમાણ કાઢેલું હોય છે. ટૂંકમાં ઢોરને નિયમિત પેટ ભરીને પાણી પીવા દેવું અને પાણી પાયા બાદ દોડાવવું કે વધુ વજન ખેંચવાનું નિદાન અડધો કલાક ‘ધ રાખવું’.

(૨) મકાનની વ્યવસ્થા :–આરોગ્ય જાળવવાનો બીજો મુદ્દો છે.

ઢોરને પણ આપણી માફક સ્વચ્છ હવાઅજવાળાવાળી જગ્યામાં રાખવાનાં હોય છે. કારણ તે પણ જીવ છે અને તે જીવની સુખાકારી રાખવા આપણી માફક જ હવાઅજવાળા-વાળાં સ્વચ્છ સગવડવાળાં રહેઠાણો હોવાં જોઇએ.

પ્રથમ તો શિયાળામાં ટાઢથી અને ચોમાસામાં વરસાદથી રક્ષણ કરવાને માટે રાતની વખતે તેમના સારૂં બાંધેલા મકાનમાં તેમને રાખવાં. ઉનાળામાં ગરમીથી બચાવવાને માટે રાત્રે ખુલ્લા વાડામાં રાખવાં.

આ સાંભળી વૃદ્ધ વડીલોએ પ્રશ્ન કર્યો કે અરે ભાઇ કિશોર ! તું ભૂલે છે, આપણા ગામના ગોપાલકો પોતાના ઢોરનાં ટોળાં રાત કે દિવસ, ચોમાસુ, શિયાળો કે ઉનાળો–ગમે તે હોય પણ તે તો ખુલ્લા વાડામાં જ રાખે છે. તો તે કેમ નિરોગી છે ? કિશોરભાઇએ જણાવ્યું, મુરબ્બી ! પ્રશ્ન તો બરાબર વ્યાજબી છે. ભલે તે ખુલ્લા મેદાનમાં ને વાડામાં રાખે પણ હવામાનની અસર તેના ઉપર થાય છે જ. કારણ, પહેલું તો મોટી સંખ્યા-માં તેમની પાસે ઢોર છે. રહેવાનું ઘર જેવુંતેવું સંકોચવાળું તો ઢોર તો કયાંથી રખાય ? એટલે આ ઢોરને પ્રથમથી જ બહાર ખુલ્લામાં રહેવાની ટેવ પડવાથી દરેક ઋતુના હવામાનનો ફેરફાર સહન કરવાની આ ઢોરને શકિત આવે છે. પણ દૂધ દેનાર ઢોર વ્યવસ્થિત રહેઠાણમાં રખાય અને ખુલ્લામાં રખાય, તે બન્નેમાં દૂધ આપવાની શકિત જુદી જ રહે છે. કારણ હવામાન ઋતુ પ્રમાણે કામ કર્યા જ કરે છે એટલે ઢોરના રક્ષણ માટે હવામાન પ્રમાણે રહેઠાણની સગવડ હોવી જોઇએ. ગોપાલકોનાં ઢોર ખુલ્લામાં રહે છે અને તે સારાં રહે છે તે

સિદ્ધાંતનો આધાર લઈએ તો અંતે નુકશાન છે જ. કારણ ઢોરની દૂધ દેવાની શક્તિ, અને ભાર ખેંચવાની શક્તિ-વધુ ગરમી, ઠંડી, અને વરસાદના પાણીથી જરૂર ઘટે છે એ શાસ્ત્રીય છે.

જે જગોએ ઢોર બંધાતાં હોય ત્યાં પાણી પાવાનાં સાધનો ચોખ્ખાં હોવાં જોઈએ. ઢોરને ખીચોખીચ ન બાંધતાં દરેક ઢોરના માટે ૫૦૦ થી ૬૦૦ ઘનફુટ અને ૫૦ ચોરસફુટ જગો તો હંમેશાં રાખવી જ જોઈએ. પચાસ ચોરસફુટ એટલે લગભગ સાત ફુટ લાંબી અને સાત ફુટ પહોળી અને ૫૦૦ ઘનફુટ એટલે લગભગ સાત ફુટ લાંબી, સાત ફુટ પહોળી અને દશ ફુટ ઉંચી જગા જોઈએ. મકાનના દરવાજા, ભીંતો વિગેરે ભીંના, મેલાં, કે તડોપ બા ન રહેવા દેવા. તેમ જ છાપરું પણ ચૂવે નહીં તેની સંભાળ રાખવી જોઈએ.

છાણ, મૂત્ર દરરોજનાં દરરોજ ઉખેડી લઈ છેવટે પ્રમાણસર ખાડો ઉકરડા ભેગો કરવાનો કર્યો હોય તેમાં નાંખવું જોઈએ, અને ત્યાં જે મેલ, ગંદકી પડી હોય તે વાળીઝૂડી ને બને તો ધોઈ સાફ કરી તેના ઉપર હંમેશાં કોરી-ધૂળ પાથરવી. કોરી ધૂળ કે ઝીણી રાખ દરરોજ નવી પાથરવી. જૂની હોય તે વાળી લઈ ઉકરડે એટલે ખાતર કરવાનો પ્રમાણવાળો ખાડો કર્યો હોય ત્યાં નાંખવી, કારણ તે મૂત્રથી ભીંજાયલી હોવાથી તેમાં પણ ખાતર તરીકેનો કસ ઘણો હોય છે. બને તો મૂત્ર વહી જવાને ..ઈંચ ઉંડાઈની છાઇરી છ ઈંચની પહોળી નીક રાખવી ..એ. જે મૂત્ર બહાર કુંડીમાં ભરાય કે તુર્ત જ તે જ દિવસે ..ર કરવાના ખાડામાં બીજા કચરા સાથે નાંખવું.

ઢોરને બાંધવાના ખુંટા ભીંતની અડાઅડી નજીક ન હોતાં બન્ને બાજુએ ફરીને બેસે તેવી રીતે નાંખવા. અને બન્ને બાજુએ ઢાળ પડતી જમીન હોવી જોઇએ કે જેથી મૂત્ર વિગેરે નીકમાં સહેલાઇથી વહી જાય.

ઉકરડો નજીક ન હોતાં ૫૦ ફુટ દૂર હોવો જોઇએ જો વાડો હોય તો બધાં જ વાડાનાં ઢોર છૂટથી હરીફરી શકે તેવડો લાંબો પહોળો માપસર હોવો જોઇએ, અને તે નીચાણમાં નહીં હોતાં ઊંચી જગો પર હોવો જોઇએ વળી તેની જમીન પથ્થર જેવી કઠણ નહીં હોતાં પોચી મુલાયમ હોવી જોઇએ, કારણ ઢોર કઠણ જમીન પર બેસવાથી અકડાઇ જાય છે, એ કારણ માટે તેમાં વખતો વખત ઝીણી રેતી અગર માટી નાંખતા રહેવી. વળી શિયાળુ પવન ઉત્તર તરફથી વાય છે, તેના રક્ષણ માટે તે તરફ મજબૂત વાડ કરવી.

ઢોરની ઉપર સીધો પવન વાય નહીં અને પૂરતું અજવાળુ પડે તે પાડવાને બારી બારણાં રાખવાં. ઢોરને જો હમેશાં ચરવા છોડવાને ન બને તેમ હોય તો પગ છૂટો કરવા, તબેલો સાફ કરવા માટે તેમ હરવાફરવા માટે પણ થોડી વાર છોડવાં, કારણ કુદરતી રીતે આ જાનવરો હરવાફરવાવાળાં પ્રાણી છે, જેથી હરવાફરવાથી તંદુરસ્ત રહે છે.

તેવી જ રીતે વાછરડાં ને રહેવાની જગ્યા પણ સાફ રાખવી.

ઢોરો જ્યારે ભીનાં થાય ત્યારે તેમને એમ ને એમ રહેઠાણમાં નહિ બાંધતાં કોરા કપડાથી લૂછી નાંખી સાફ કોરાં કરવાં, અને મેલાં થાય ત્યારે નવડાવી સાફ કરવાં. જે ગાય કે ભેંસ

તરથાઇ જાય તેને બીજાં ગાભણાં ઢોરોથી અલગ રાખવી, અને તેના મત્રાશય વગેરે ભાગો દરરોજ બે વખત ગરમ પાણીથી ધોવા.

છેવટમાં એટલું કહેવાનું કે જો રહેઠાણની વાસ સારી આવતી હોય તો જાણવું કે ચોખ્ખાઇ ઠીક છે. પરંતુ જો ખરાબ આવતી હોય તો જાણવું કે ચોખ્ખાઇ બરાબર નથી. માટે રહેઠાણની જગ્યાની સ્વચ્છતા ઉપર જ ઢોરનું આરોગ્ય જળવાય છે. ઢોરને માંખી વગેરે શરીર ઉપર બેસી કરડે નહીં, તે માટે લીંબડાની ધુણી આપવી. સ્વચ્છ પાણીની વ્યવસ્થા તથા રહેઠાણની સ્વચ્છતા અને સગવડના આ બન્ને ઢોરનું આરોગ્ય જાળવવાના પાઠો છે. કિશોરભાઈએ કહ્યું, વડીલો ! આ ઉપરાંત ઢોરના આરોગ્ય માટે થોડું ઘણું ઢોરમાં થતા ચેપી તથા બીજા સામાન્ય રોગ અટકાયત માટે જ્ઞાન તથા માહિતી ખેડૂતભાઈઓએ તથા ગોપાલકભાઈઓએ જાણવાની ખાસ જરૂર છે. તેનું પણ હું ટૂંકમાં જણાવીશ કારણ કે વિષય મોટો છે. તેનું વર્ણન પશુવૈદક વિષય ઉપર કહેવાનું છે ત્યારે જણાવીશ.

આરોગ્ય જાળવવા માટે વધુમાં નીચેની બાબતો યાદ રાખવા જેવી છે.

૧ ઢોરનું શરીર બગડયાનાં ચિહ્નોનું સામાન્ય જ્ઞાન.
૨ ચેપી રોગ ઉત્પન થવાનાં અને તેઓનો ચેપ આગળ પ્રસરવાનાં કારણોની સામાન્ય માહિતી.
૩ ખાસ ઢોરનાં દર્દોનાં નામ અને તેઓના ટૂંક વર્ણનની રૂપરેખા.

૪ ઢોરને થતા રોગો અટકાવવાને અગર તેમનો ચેપ આગળ વધતો અટકાવવાને લેવી જોઇતી સંભાળની માહિતી.

૫ ચેપી રોગ એકદમ લાગુ પડે નહિ તે વિષેની માહિતી તથા તેને લગતી મફત મળતી સવલતો વિષેની જાણ.

૬ ઢોરની માવજત તથા તેની સંભાળ વિષે સામાન્ય માહિતી.

આ ઉપરની છ બાબતો વિષે થોડુંઘણું આપણે જાણવું જ જોઈએ, કારણ પ્રથમ ફરજ ઢોરના માલિકની એ કે ઢોરને શું થયું છે? શું કરવું? આટલું જાણીએ એટલે ચિકિત્સકની મદદ આવતા પહેલાં ઘણું જ રોગનું આગળ વધવું આપણે રોકી શકીએ તેમ છે. ઉપરની છ બાબતો વિષે આપણને જેટલી જરૂર છે તેટલા પૂરતી ત્રીજી સાલે પશુચિકિત્સા ઉપર તમોને સંબોધેલું તેમાં બરાબર કહેલું છે, એટલે તે તમે બરાબર જાણોછો. તેનું લઘુ પુસ્તક પશુચિકિત્સા ઉપરનું પ્રાચ્ય વિદ્યામંદિર તરફથી આપણી રોજની જાણ માટે પ્રસિદ્ધ થઇ ચૂકયું છે. બીજી આવૃત્તિ પણ બહાર પડી છે. હવે તે પ્રમાણે આપણે તથા આપણા સંતાનોને બોધ આપતા રહીશું તો જરૂર ઢોર-સુધારણાનો પહેલો મુદ્દો જાળવી શકીશું. હવે બીજા મુદ્દા ઉપર ખાસ જાણવા જેવું છે. આપ સર્વ વડીલોને ધ્યાન દઇ સાંભળી મારી થતી ભૂલચૂક સૂચવવા વિનવું છું.

૨ **પશુપ્રજનન :-** (Breeding) આ મુદ્દો ઘણો જ અગત્યનો છે. કારણ ઢોરસુધારણાનું મૂળ આ મુદ્દા ઉપર રચાયેલું છે. પ્રાણી વર્ગના પ્રજોત્પત્તિશાસ્ત્રમાં આપણે હજી કાંઇ પણ જાણતા નથી. પણ આપણા વિદ્વાન સંશોધકોએ જે

કાંઇ વર્ણવેલું છે અને તેમણે જે અનુભવથી સિદ્ધ કર્યું છે તે ધોરણે આપણે ઢોરસુધારણાનું કામ આ મુદ્દાના આધારે શરૂ કરીશું તો મોડાવહેલા આપણે ફતેહમંદ થવાના એ વાત નિર્વિવાદ છે.

ઢોરની ઓલાદ લેવાની યોજના કરવી હોય તો પ્રથમ કેવી જાતનાં ઢોર પેદા કરવાનાં છે તે નક્કી કરવું જોઇએ, ભારે બોજો ખેંચવાવાળા, સ્વારીમાં ઝડપથી ચાલે તેવા, ખેતીમાં કામમાં આવે એવા બળદો, અગર સારા પ્રમાણમાં દૂધ જ આપે એવી ગાયો રાખી દૂધાલય કરવાનો વિચાર છે કે કેમ, તે નિર્ણય કર્યા બાદ જે જાતનાં ઢોર ઉછેરવાનો હેતુ હોય તેની ઉંચા પ્રકારની પેઢીનામું ધરાવતી પ્રસિદ્ધ ઓલાદની ગાયો તથા સાંઢો રાખી કામ શરૂ થવું જોઇએ.

ઢોરની પસંદગી કરવામાં મુખ્ય મુદ્દા ખ્યાલમાં એ રાખવાના છે કે કોઈ પણ પ્રકારનો ખાસ રોગ કે ખોડખાંપણ હોય તો તે રોગ કે ખોડખાંપણ તેની ઓલાદમાં ઉતરે છે માટે આવા કામ માટે તંદુરસ્ત, મજબૂત બાંધાનાં, નિરોગી જુવાન, લોહીઆળ, દૂધાળ, અને પૂર્વજોની સારી દૂધ તથા કામ આપવાની શક્તિવાળાં પેઢીનામાવાળાં જાનવરો પસંદ કરવાં, અને સાંઢ તથા ગાયો એક જ જાતનાં રાખવાં; ગાય એક ઓલાદની અને સાંઢ બીજી ઓલાદનો એટલે વર્ણસંકર પ્રજા થાય તેમાં કોઇપણ કામનો ભલીવાર તેમ જ ઉદ્દેશ સચવાય જ નહીં. માટે એક જ ઓલાદનું ધણ ચાલુ રાખવા માટે તથા તેમની પ્રજામાં તે જ ઓલાદનું લોહી રાખવા માટે એક ઓલાદનાં નર અને માદા પસંદ કરવાં જોઇએ.

હવે આપણા ગુજરાત માટે કઇ ઓલાદ વધુ અનુકૂળ છે તે આપણે જાણીએ છીએ જ. કાંકરેજ અગર વઢીઆળ-ઓ ઓલાદ ભારતની પ્રસિદ્ધ ઓલાદમાંની એક ઉત્તમ ગણાઇ છે.

કાંકરેજી ઢોર કયે સ્થળે સારાં જોવામાં આવેછે? એવો પ્રશ્ન વચમાં વડીલ ખેડૂતે કિશોરભાઇને કર્યો. કિશોરભાઇએ જણાવ્યું-વડીલ! હું ચૂંકયો છું. ઠીક! પ્રશ્ન અગત્યનો જ છે એટલે જરૂર ટૂંકમાં કહું છું.

મુંબઇ રાજ્યના ઉત્તર વિભાગમાં ઉત્તર ગુજરાતની હલકી ગોરાડુ જમીનના ભાગો જેવા કે કચ્છ-માંડવી-રાધનપુર, વઢી-આળ, કાંકરેજી વગેરે કે જ્યાં જમીન વધારે ફળદ્રુપ હોવાથી કઠોરનો, બાજરાનો પુષ્કળ પાકો થાય છે, જેથી કરીને ઢોરને કઠોળનો ચારો અતિ પુષ્ટ હોવાથી ઢોરો ઘણાં મજબૂત થાય છે. તેમ જ ગોપાલકો, જટ્ટભાઇઓ-ઢોર ઉછેરનો ધંધો પેઢીથી કરતા આવ્યા છે, ટાઢ, તડકો, વરસાદનું પાણી-તે તેમનું શરીર વધ-વાનું ને શકિત વધારવાનું સાધન માને છે-તે લોકો આ ધંધો કરે છે અને વળી તેમની કાળજી એટલી બધી વ્યવસ્થિત હોય છે, કે પોતાનાં ટોળાં એવાં ગણત્રીમાં રાખે છે કે તેમાં એક પણ વિજાતિ નર કે માદા દાખલ થવા દેતા નથી. તેમ જ પોતાના ટોળામાં નર એટલે સાંઢ એવો પેઢીનામાવાળો પસંદ કરે છે કે તેનો વેલો સારો ને સારો, એકથી એક ચઢતા ક્રમનો થાય છે. એટલે ત્યાં ઢોર જે હાલમાં છે તે કાંકરેજી કહેવાય છે, વઢીયાળ પણ કહે છે. બંન્ને નામ જુદાં છે, જાત એક જ છે. તે ભાગના ગામના નામ પ્રમાણે ઓલાદને ઓળખવા બે નામોથી ઓળ-ખાય છે.

હવે જ્યારે ગુજરાતમાં, ગોપાલકોની નિષ્કાળજીથી સારો સાંઢ પેદા કરવા દુર્લક્ષ રાખ્યું. કાઠિયાવાડી એટલે ગીર ગાયો રાખી, થોડી કાંકરેજી રાખી અને સાંઢ ગમે તે જાતનો રાખી ઘણાખરાએ શરૂઆત કરી, વળી મહાજનીઆ સાંઢ, મંદિરના સાંઢ, ધાર્મિક લોકોએ ગાયો પાળેલી તેમનાથી થયેલા વાછરડા ખસ્સી ન થાય તે ધર્મ ગણી આંકી કાઢી છૂટા મૂકાયા તેનું પરિણામ–શુદ્ધ ઓલાદ ગુમાવી નવીન વર્ણસંકર ઢોરનો ઉમેરો થયો અને પશુધન બોજારૂપ થવા માંડયું. હજી ગુજરાતના ગોપાલકો જે સમજુ છે તે તો ઓલાદ જાળવી રાખવા સારો સાંઢ રાખવા પ્રયત્ન ચાલુ રાખે છે. પણ તેમને તેમની જ્ઞાતિના મોટા ખર્ચના વ્યવહારોને માન આપવા માટે સારો વાછરડો હોય, પણ નાણાંની ભીડ લાગી કે ખસ્સી કરી નાંખે છે અને પછી સારા સાંઢ માટે ભટકયા કરે છે. આવી દુર્દશાને લઇ સારી ઓલાદ ગુમાવવા બેઠા છે છતાં સરકારે સારાં ફાર્મોમાંથી પેઢીનામાવાળા સાંઢ મદદની રકમ આપી ગુજરાતના ગોપાલકના ધણને મેળવી આવી કાંકરેજ ઢોરનો વેલો ચાલુ રાખ્યો છે.

ઢોરસુધારણામાં આ મુદ્દામાં નર અને માદા એ બે વડીલોમાં પણ જો ગાય કરતાં સાંઢ સારો હોય તો વાછરડાં સારાં ઉત્પન્ન થાય છે કારણ કે ઘણું કરીને 'વડ તેવા ટેટા અને બાપ જેવા બેટા' ઉત્પન્ન થાય છે. એ કહેવત સર્વ સામાન્ય છે. માટે ધીરી સારામાં સારો સાંઢ પસંદ કરવો. ઢોરની ભવિષ્યની ઓલાદ સુધારવાનો મુખ્ય આધાર એ ઉપર જ રહેલો છે. જો કે હંમેશાં એમ જ ...છે કે ગાય ગમે તેવી નબળી હોય, તો પણ સાંઢ ઉત્તમ હોય

તો વાછરડામાં સઘળા ગુણો સાંઢના જ ઉતરી આવે છે. તો પણ કેટલી વખત એમ બને છે કે સાંઢ ગમે તેવો સારો હોય તો પણ વાછરડાના સઘળા ગુણો ગાયોના જ ઉતરે છે. જો એમ બનતું હોય તો તરત જ સાંઢને બદલી નાંખવો.

આ ઉપરથી સમજાશે કે વડીલો પસંદ કરવામાં ગાય કરતાં સાંઢની જાત સારી હોવી જોઇએ, તો પણ જો બન્નેની જાત, પેઢીનામું સારૂં હોય તેમાંની હોય તો જે વાછરડાં ઉત્પન્ન થાય છે તે એ બન્નેના કરતાં પણ વધારે સારા ગુણોવાળાં અને મજબૂત થાય છે.

ખાસ ધ્યાનમાં રાખવાની બાબત આ મુદ્દામાં એ છે કે જો સાંઢ સારા પેઢીનામાવાળો હોય તો તેનાથી વાછરડાં સારાં ઉત્પન્ન થાય છે, પરંતુ એ વાછરડાંને પાછાં ઉમ્મર લાયક થયા પછી એ જ સાંઢથી દવરાવવામાં આવે તો વિયાણ જરૂર બગડે છે. એટલે ટોળામાં તો સાંઢ-જેનાથી થયેલી વાછરડીઓ દવરાવવા યોગ્ય થાય એટલે તુર્ત જ તે સાંઢ બદલી બીજો સારા પેઢીનામાવાળો સાંઢ મૂકી તે વાછરડીઓ દવરાવવી જોઇએ. એટલે વેલો સારો રહે, વિયાણ બગડે નહીં અને ઉત્તમોત્તમ વંશનો થયા કરે.

એક સારો નર એટલે સાંઢ એક ગામમાં હોય તો તેનાથી આખા ગામની ગાયો ફળે છે. હવે તેમા સંખ્યાની મર્યાદા રહેતી નથી. પરિણામે દર સાલે અગણિત ગાયો દોઢસો-બસો સુધી ગાયો ફળે એટલે સારો સાંઢ ત્રણ વર્ષમાં જ નિરુપયોગી થાય, પ્રજા તેનાથી થાય તે નિર્માલ્ય થાય, માટે તે ખાસ ધ્યાનમાં રાખવાનું.

એક સાંઢથી કેટલી ગાયો વર્ષમાં ફળવી જોઇએ તેની મર્યાદા રાખી છે. સારી માવજત, ખાનપાન, દેખરેખ નીચે રહેનાર સાંઢ પાસે ફક્ત વર્ષમાં ૬૦ સાંઢ ગાયો દવરાવવી જોઇએ. કદાચ દશ પંદર વધે તો નભે પણ વધુ જેટલી ગાયો દવરાવાય તો એ સાંઢ માટે તેમ જ તેની પ્રજા માટે દરેક રીતે પ્રતિકૂળ છે, માટે આ મુદ્દો ખાસ યાદ રાખવો જોઇએ.

ગાય ઉપર ફક્ત એક જ વાછરડાનો આધાર એક વર્ષમાં રહે છે. પણ સાંઢમાં જો સારા ગુણ હશે, સારી માવજત ખાનપાન હશે તો ૬૦ થી ૭૫ સુધી વાછરડાં મેળવી શકાય છે. માટે સાંઢ એ જ ધણનો વડીલ અને રાજા તરીકે લેખાય છે.

ગુજરાતમાં કાંકરેજી કે વઢીઆર ઓલાદનાં જાનવરો છે, તે જ અનુકૂળ છે. કારણ કે આ જાતમાં ખેતીને લાયક બળદ આપે છે. ગુજરાતની ભારે જમીન, ભારે ખેડ, તથા ભારે જમીન જેમાં ભાર ખેંચવા માટે મજબૂત, ઊંચા, કદાવર બળદની જરૂર રહે છે. એટલે કાંકરેજ બળદની એક જોડ, માલવી, સિન્ધી, કે ગીરીની બે જોડી બરાબર ખેડનું કામ આપે છે. ભલે કદાચ દૂધમાં આ ઓલાદ, સિન્ધી, તથા ગીરથી ઓછી હશે, પણ હવે ગુજરાતના ઢોરઉછેર ક્ષેત્રો છે–જેમાં શાસ્ત્રીય રીતે પશુઉછેરનું કામ કરતાં જણાઇ આવ્યું છે કે કાંકરેજી ઢોર સિન્ધી તથા ગીર ગાયોને પણ દૂધના ઉત્પાદનમાં ટક્કર મારે છે. એટલે કાંકરેજ ઢોર બન્ને બાબતમાં ઉચ્ચ સ્થાન મેળવે છે. ઠપ પવામાં પણ સારી અને ભાર વહેવામાં તેમ જ ઝડપી ચાલ-

વામાં પણ છે જ, એટલે હવે આ કાંકરેજ જાત બધી રીતે જ અનુકૂળ થાય છે એટલે આ જાત બગડે નહીં અને બીજ જળવાઈ રહે તેટલા માટે જ આ જાતની ગાયો અને પેઢીનામાવાળો સાંઢ આપણે બધા જ ખેડૂતભાઈઓ સંપ રાખી પાળવાનો પ્રબંધ કરીશું તો ગુજરાતનું પશુધન સર્વ રીતે શ્રેષ્ઠ રહેશે એ વાત નિર્વિવાદ છે.

કિશોરભાઈનું ઉપરનું બોલવું પૂરૂં થતા પહેલાં એક વૃદ્ધ ખેડૂત વચમાં જ બોલ્યા, અરે ભાઈ, તું હવે બધું જ આગળ બોલવાનું બંધ કર, પણ અમને કહે કે કાંકરેજી સાંઢ કેવો હોય, કારણ કે તારાં કહેવા પ્રમાણે તો આ કાંકરેજ ઢાર તો એક ખેડૂત માટે સોનું છે. હું તો હજી રેલગાડીમાં ગયો નથી. ઢોરોનાં ક્ષેત્રો જોયાં નથી. માટે જો તારી પાસે જાતવાન સાંઢનું ચિત્ર હોય તો તે બતાવ અગર આ ભીંત ઉપર કાઢી બતાવ તો અમને બધાંને જોવા મળે. આ ભલી જાતનો સાંઢ કેવો હશે? ચિત્ર જોઈશું પછી તેનું વર્ણન ચિત્ર ઉપર હાથ રાખી કરજે. એટલે અમને સમજ પડશે. આમ વાતોથી સંતોષ થાય છે, પણ નજરે જોઈશું તો વળી સમજી એક સાંઢ ખરીદી નાખીશું અને આપણા જ ગામની માયકાંગલી, નિર્માલ્ય ગાયોમાં ઉતારી તેની સારી ઓલાદ લઈ ગામનું ધણ ત્રીજે ચોથે વંશે નમૂનેદાર બનાવી એક નાનુંસરખું પ્રદર્શન ભરીશું તો વળી બીજા ગામવાળા પણ આપણું જોઈ તૈયાર થશે. આવું કાર્ય આપણે માથે લઈશું તો આપણો ભાગ ગોધનથી સધન બનશે. છોકરાં ગાયનું દૂધ પુષ્કળ પીશે, ઉત્તમ બળદો વાપરી સારી ખેડ કરી

અનાજ વધુ પેદા કરવામાં આપણે દેશને આ કટોકટીમાં કાંઈ મદદરૂપ થઈશું.

કિશોરભાઇ—વૃદ્ધ ખેતડુભાઈનું સાંભળી ખૂબ જ આનંદ પામી કહ્યું કે મારો લીધેલો શ્રમ પાર પડયો છે. તેમ જ આપની વાત સાંભળી, સાંઢનું અગત્ય, ચિત્ર તથા વર્ણન જાણવાની ઉત્કંઠા જોઇ મને આનંદનો પાર જ નથી.

વડીલ—આ એક આકૃતિ મારા અધ્યાપક સાહેબે હું જ્યારે અભ્યાસ કરતો હતો ત્યારે આપેલી ને કહેલું કે વાંચતી વખતે આકૃતિ સામે રાખી વાંચજે એટલે કાંકરેજ સાંઢનું વર્ણન કાયમનું યાદ રહેશે. તે આકૃતિ આપ બધા મારા પૂજ્ય વડીલો સમક્ષ રજુ કરૂં છું. જુઓ :—આકૃતિ નંબર ૧, કાંકરેજી અઢી વર્ષની ઉમ્મરનો સાંઢ છે. હવે વર્ણન ક્રમે ક્રમે જણાવું છું.

સાંઢ ધણ માટે પસંદ કરતી વખતે તેનો બાંધો તેમ જ બીજાં લક્ષણો જોવામાં આવે છે. આપણે માટે તો જે તરત સમજી શકાય તેવાં જ લક્ષણો જાણવાની જરૂર છે. કારણ કે આપણે તો સામાન્ય દૃષ્ટિથી, અનુભવથી જોવાનું છે. જો કે આપણને સરકારે સુખ જ કરી આપ્યું છે કે તેના નિષ્ણાતો રાખેલા સાંઢ ઉછેરવા માટે ફાર્મ પણ છે. આપણે તો તેમની મદદ તેમને સહકાર જ આપવાનો છે, છતાં નીચે પ્રમાણે બાંધાનું વર્ણન કરૂં છું.



આકૃતિ-૧
કાંકરેજી અઢી વર્ષની ઉંમરનો પેઢીનામાવાળો ઉત્તમ ઓલાદનો ભરાવદાર યુવાન વાછી સાંઢ.

| | | |
|---|---|---|
| | | પ્રમાણમાં લાંબા, મજબૂત હાડકાંવાળા વાંકાચૂકા નહિ પણ સીધા એક એકથી છૂટા મજબૂત બાંધાવાળા. |
| ૧૩ | ખરીયો | એક સરખી, બહુ મોટી કે પહોળી ન હોય, પણ છૂટી રહેતી હોવી જોઈએ. |
| ૧૪ | પૂછડું | લાંબુ અને પાતળું-થડમાંથી જાડું પરંતુ છેડા તરફ પાતળું થતું જતું એકસરખું સીધું-વાંક વગરનું. |
| ૧૫ | જનનેન્દ્રિય તથા અંડ | પરિપક્વ-એકસરખા. |
| ૧૬ | મૂતરડું | બહુ લાંબુ લટકતું નહિ પરંતુ પેટે ચોટેલું હોવું જોઈએ. |
| ૧૭ | બાંધો | મજબૂત અને ગાયો ફળી શકે તેવો. |
| ૧૮ | ઉમ્મર | સાડાત્રણ વર્ષની પુખ્ત ઉમ્મર ગણાય છે, છતાં ફાર્મના સાંઢ ત્રણ વર્ષની ઉમ્મરે પુખ્ત વય પકડે છે પણ તેમની પાસે તે ઉમ્મરે ફક્ત ૩૦ ગાય વર્ષમાં ફળે તેવું ધોરણ રાખવું કારણ કે તેનું અંગ તથા બાંધો વધવાનો |

| | | |
|---|---|---|
| | | તથા મજબૂત થવાનો સમગ્ર વર્ષ ચાર સુધી ગણાય છે. |
| ૧૯ | દેખાવ | ભરાવદાર, ભવ્ય, રાજસ્વી, ઘડીભર પ્રેક્ષકને જોવાનું મન થાય તેવો. |

ઉપરની નંબર ૧ ની આકૃતિ બરાબર નિહાળીને જોઇશું તો આપણને વર્ણન બરાબર સમજાશે. ઉપરના વર્ણન પ્રમાણે સાંઢ તપાસી ધણમાં રાખીને વર્ષમાં ફક્ત ૬૦ ગાયો જ દવરાવાય તો જ આગળ ઉપર તેનો વેલો તંદુરસ્ત અને દેખાવ લાયક સરખો ઉત્પન્ન થાય.

**સાંઢની સંભાળ** :–વાછરડો પાંચ માસનો થાય એટલે તેને વાછરડીથી છૂટો પાડી, એના જેટલી જ વયના બીજા વાછરડા સાથે રાખવો. બન્નેને ઋતુની અનુકૂળતા પ્રમાણે બહાર વાડામાં ચરવા જવા દેવા. ખડ એટલે ચારો વાછરડીને આપીએ તેવું જ પરંતુ શરીર જરા વધુ પુષ્ટ થાય માટે કાંઇક વધારે સારૂં આપવું. બચપણથી જ તેને દોરીને ચાલતાં શીખવવું.

સાંઢને છાંયાવાળી કોઢ અને મજબૂત વાડ કરેલા વાડામાં રાખવો જોઇએ, જેથી જ્યારે કોઢમાં પૂરવો હોય ત્યારે પૂરી દેવાય. વાડાની વાડ વખતો વખત જોતા રહેવું અને ભાગેલી હોય તો તે દુરસ્ત કરાવવી. સાંઢને રાખવા માટે પુષ્કળ જગ્યા હોવી જોઇએ, જેથી તે મરજી માફક ગમે ત્યાં ફરી શકે, તેના પગની ખરીઓ વધે નહિ અને તંદુરસ્ત રહી શકે.

કિશોરભાઈએ ઉપરની હકીકત જણાવ્યા બાદ ગાય માટે શું કરવું તે સાંભળવા બધાને વિનંતિ કરી.

જેવી રીતે ઢોરની ઓલાદ સુધારવા માટે સારા સાંઢની જરૂર છે, તેવી જ રીતે ગાયોની પણ સાથે સાથે જરૂર છે. ઢોર-સુધારણાનો પ્રશ્ન જ્યારે આપણે ગામમાં હાથ ઉપર લઇએ ત્યારે સાંઢ જેમ ગુણવાન, પેઢીનામાવાળો પસંદ કરવો તેવી જ રીતે ગાયો પણ નીચેની બતાવેલી બાબતો ધ્યાનમાં રાખી ગાયોનું ટોળું રાખવામાં આવે તો ઉત્તમ પ્રકારના ઢોરનું નવું ધણ તૈયાર થાય. ગાયનો પણ શરીરનો બાંધો. જેવો સાંઢનો બાંધો જોઇએ તેવો જોવો જોઈએ. જે બાંધા વિષે નીચે પ્રમાણે છે તે હું કહું છું.

કાંકરેજ ગાયનો બાંધો નીચે મુજબ છે.

| અનુક્રમ અંક | બાંધો | વર્ણન |
|---|---|---|
| ૧ | બાવલું | મોટું અને ભરાવદાર, |
| ૨ | આંચળ | ચારે આંચળમાંથી બરાબર દૂધની શેર આવે છે કે નહીં? |
| ૩ | દૂધની નસ | ઉપસેલી અને ભરાવદાર, |
| ૪ | પુઠું | પહોળું અને મજબૂત જોઇએ કારણ કે જેમ ગર્ભાશય વધારે મજબૂત અને પહોળું હોય તેમ વાછરડું પરિપક્વ અને સારા બાંધાનું જન્મે છે. |

| | | |
|---|---|---|
| ૫ | ઉમ્મર | પુખ્ત વય સાડાત્રણ વર્ષે થાય છે, પણ ફાર્મમાં ઉછરેલી વાછરડી ત્રણ વર્ષની અંદર પણ પુખ્ત વયને પ્રાપ્ત થાય છે. |

ઉપરનું વર્ણન ખેડુતોએ સાંભળી, અલ્યા કિશોર ! આં તો તું વ્યાખ્યાન કરે તેમ કહ્યું, પણ ઉપરના બાંધાની ગાયની આકૃતિ બતાવે તો કાંઇ સમજાય. આપણા ગામના ઢોરમાં તો આમાંના વર્ણન પ્રમાણે અમે જોતા નથી. માટે જે બાબતની જરૂર છે તે બતાવે ત્યારે કાંઇ સુઝ પડે.

કિશોરભાઇએ કહ્યું—અરે ! એ તો હું ભૂલ્યો.

મારા ગજવામાં જ ગાયની આકૃતિનું ચિત્ર સાંઢની આકૃતિના ચિત્ર સાથે મારા અધ્યાપક પાસેથી ભેટમાં મળેલું છે ઠીક ઠીક સારી તકમાં યાદ આવ્યું. ઠીક–ગાયનું વધારે વર્ણન કરતા પહેલાં જ આ આકૃતિ કાંકરેજ ગાયની છે જેની ઉમ્મર પાંચ વર્ષની છે. જુઓ આકૃતિ બીજી–કાંકરેજ પેઢીનામાવાળી શુદ્ધ ગાય છે. આ ગાય વાઘોડીયા તાલુકામાં બાકરોલ સરકારી ફાર્મ છે, ત્યા જ જન્મેલી છે. સારી જાતમાં કાંકરેજ આપણા ગુજરાતની ઓલાદ છે.

## ઉત્તમ ગાયનાં લક્ષણો

કિશોરભાઇએ બધાને વંદન કરી કહ્યું :—વડીલો, આકૃતિ નંબર બીજી તમારી નજર આગળ રાખી હું એક પછી એક

શુદ્ધ કાંકરેજી ગાયના લક્ષણો જણાવું તે ધ્યાન આપી આકૃતિ સાથે મુકાબલો લઇ મનમાં રાખશો.

સારી, ચંચળ પ્રકૃતિવાળી, માયાળુ સ્વભાવની, મોંઢીયાનો ઘાટ સુંદર અને ચોખ્ખું હોય, ગળું તેમ જ પૂછડું પાતળું અને લાંબું હોય, શરીરનો આકાર શંકુ જેવો એટલે આગળનો ભાગ સાંકડો, તથા સૂક્ષ્મ અને પાછલો ભાગ પહોળો અને સ્થુલ હોય, દૂધ વહેનારી નસો ઉપસેલી હોય, સહેલાઇથી નજરે પડતી હોય, તેમ જ છાતી તરફ જતાં દેખાતી બંધ થાય ત્યાં સુધી સ્પષ્ટ દેખાતી હોય, હુવાડું પણ લબડતું ન હોતાં બેઠા ઘાટનું હોઇ આગલી બાજુ કરતાં પાછલી બાજુએ એટલે પાછલા બે પગોની જાંઘો વચ્ચે સારી રીતે ફેલાયેલું હોય, દોહવાના થોડાક સમય અગાઉ લચીપચી રહેલું પરંતુ દોહ્યા પછી સંકોચાઇ જાય, આંચળ ખાસા મોટા, ખોડખાંપણ વગરના સરખા કદના, થાનમાં એક સરખા માપમાં ગોઠવાયલા અને જ્યારે હુવાડામાં દૂધ ભરાય ત્યારે તેને રાખી શકે એવા મજબૂત હોય તે ગાયને ઉત્તમ સમજવી.

કિશોરભાઇએ વધુમાં નીચે પ્રમાણે જણાવ્યું કે :—

ઉપરની ગાયના લક્ષણો ઉપરાંત સાંઢમાં જે ગુણોની પસંદગી કરવાની છે તે ગુણોની ગાયોમાં પણ પસંદગી કરવાની હોય છે.

ઉત્તમ ગાયોને સાંઢથી જે વાછરડાં થાય છે તે પૈકી જે ઉત્તમ વાછરડા ગણાય તેને સાંઢ તરીકે રાખવા અને તે વાછરડાને ધાવણાં રાખવાં તેમ જ બચપણથી જ ખોરાક ખાવાનું શરૂ

કરે ત્યારથી સારો પૌષ્ટિક ખોરાક ગુવાર, ખોળ વગેરે આપી તેની માવજત રાખી ઉછેરવા. આવા સાંઢ તરીકે ઉછરેલા વાછરડાની ઉમ્મર ત્રણ વર્ષની થયા બાદ ગાયોના ટોળામાં ફળવા માટે કામમાં લેવા જોઈએ. ટોળું આટલી ઉમ્મરના સાંઢ માટે ૬૦ ગાયોથી વધારેનું ટોળું ન જોઇએ. કારણ કે એક સાંઢ માટે શાસ્ત્રીય રીતે નક્કી કરેલું છે કે એક વર્ષમાં ૬૦ ગાયને દવરાવવાની બસ છે. જેટલું વધુ કામ લેવાય તેટલો સાંઢની શક્તિમાં ઘટાડો થઇ ટૂંક મુદતમાં તેની પ્રજોત્પત્તિની શક્તિ ઘટવા માંડે છે.

આપણા ગુજરાતમાં ખેડૂત વર્ગ, શાહુકાર વર્ગ તથા અન્ય નાગરિકો મોટે ભાગે ગાયોના વાછરડાને વેચી નાંખવામાં કે ખસ્સી કરવામાં ઘોર પાપ માને છે. તેથી તેના શરીર ઉપર કોઇ પણ ભાગમાં ગરમ ડાંગણાવતી ત્રિશૂળ કે એવી બીજી નિશાની કરી સાંઢ તરીકે રખડતો મૂકી દે છે. આવા આંકી કાઢી રખડતા મૂકેલા સાંઢનું કદ તેમ જ બાંધો તો સારો હોય જ નહીં, કારણ કે એ પ્રજા રખડતા સાંઢની જ—એટલે ખોડખાંપણથી ભરપૂર હોય છે અને તેમના ખાનપાનની સંભાળ તો લોકોના આંગણે એંઠવાડ, કચરા—પૂંજામાં જે મળે તે ખાવું અને તેથી પેટ તો ભરાતું નથી એટલે સીમમાં રાત્રે જવાનું ને ખેતીનો ઊભો પાક ચરવો. ધણી નહીં, આંકી કાઢેલો એટલે ડબ્બામાં કોણ પૂરે? કદાચ પૂરે તો ડબ્બામાંથી કોઈ છોડાવનાર હોય જ નહીં એટલે છેવટે ડબ્બામાંથી પાંજરાપોળમાં જાય એટલે તે સ્થાન આવા રખડતા ગાયમાતાનાં સંતાનોથી ભરપૂર જ હોય છે. કારણ કે ત્યાં તો ખસ્સી કરવાનું મોંઢેથી ઉચ્ચારવું તે પણ પાપ

મોને, કદાચ કોઈ ભણેલા, ઘડાયેલા ભાઈ સૂચના મૂકે તો તેમને વખોડી કાઢે. તેમ જ પાંજરાપોળમાં ધર્માદા ફાળો આવતો અટકે. આવા રખડતાં નિર્માલ્ય વર્ણસંકર સાંઢ ગાયમાતાના સંતાનને કેટલીક વખતે અસહ્ય ઘા ખમવા પડે છે અને પીડાય છે. આવા રખડતા સાંઢો ઘણુંખરૂં રખડતા હોવાથી ગામની વેતરે આવેલી ગાયોને ગાભણુ કરે છે અને જેથી ઓલાદ મુખ્ય રીતે બગડે છે.

દેશની આબાદી કરવી હોય, ખેડૂતોએ નિરાંતે કામ કરવું હોય ઢોરની ઓલાદ મજબૂત, સશક્ત કરવી હોય, આદર્શ કરવી હોય તો પહેલું જ પગલું આવા રખડતા, નધણીયાતા સાંઢોને ખસ્સી કરાવી નાંખી સારો સાંઢ ફળવા માટે રાખવાની જરૂર છે. આવા નિરુપયોગી સાંઢને ખસ્સી કરી વેચી નાંખવામાં પાપ થાય છે તે માન્યતા પહેલી તકે દૂર કરવાની પણ ખાસ જરૂર છે.

એટલું તો દેખીતું છે કે આડકતરી રીતે લોકો ખસ્સી કરાવવા માટે વાછરડાને બીજાની મારફતે લાવે છે, કારણ કે ખેતી માટે બળદની જરૂર હોવાથી ખસ્સી થયેલા બળદો લેવા તૈયાર છે. ખસ્સી કરેલા જાનવરોને લેવાથી ફાયદો લોકો બરાબર જાણે છે. ખસ્સી કરાયેલ જાનવરોનો બાંધો મજબૂત હોય છે અને ઝડપી કામ કરે છે, એ પણ સૌ કોઈ માન્ય કરે છે. તો પછી ખેતી માટે બળદો વેચાતા લેવા તેનાં કરતાં ઘર આગળ ઉછેર કરી જો બળદ કરી ખેતીને માટે ઉપયોગ કરવામાં આવે તો ઘણો જ દેખીતો ફાયદો થાય છે જે બધાની જાણમાં જ છે.

કિશોરભાઈએ વધુમાં યાદ રાખવાનું જણાવ્યું કે જ્યારે સારો સાંઢ ગામમાં હોય; સારી ગાય હોય અને તેનાથી થયેલું વાછરડું ત્રણ માસનું થાય ને તેના બાંધા અને કદ ઉપરથી તે સારો સાંઢ થશે નહીં એમ લાગે તો તરત તેને ખસ્સી કરાવી નાંખવો. તેમ જ વાછરડીઓ તરફ નાનપણથી જ સહેજ કાળજી રાખી ઉછેરવામાં આવે તો મોટી થતાં નમૂનેદાર ગાય નીવડશે કારણ કે તેના વડીલો પેઢીનામાવાળા છે. ગામની ગાયો ભલે રહે પણ તેમાં જાતવાન સાંઢ તે ટોળામાં રહે, તો તેનાથી જે વાછરડીઓ થાય તેની કાળજી રાખી ઉછેરે તો જરૂર તે જ વાછરડીઓ પુખ્ત ઉંમરે ગયા બાદ સારા સાંઢથી તેની જે પ્રજા થાય એ નમૂનેદાર ઘણુ તૈયાર થાય છે.

સારી ઓલાદના સાંઢથી થયેલી વાછરડીઓને સારો ખોરાક અને માવજત આપવામાં આવે તો વહેલી સાંઢે આવે છે. જેમ વાછરડી નાની વયે સાંઢે આવે તેમ રાખનારને ફળદાયક છે. સારો ખોરાક ને માવજત વગર ચાર વર્ષ સુધી વાછરડીઓ આપણે ત્યાં સાંઢે આવતી નથી તેનું કારણ ખાવામાં ઊચરનુ ઘાસ, મા ને મૂકેલું ઘાસ અને દૂધ વેચવાનો લોભ, એટલે ભાગ્યે જ અડધું આંચળ પણ દૂધ વાછરડીને ભાગ માલિક આવવા દે. પણ જુઓ ફાર્મમાં કેવી પદ્ધતસર માવજત થાય છે અને પ્રમાણસર ખોરાક, પાણી અપાય છે. તે વાછરડીઓ તો કેટલીક ત્રણ વર્ષની ઉંમરની અંદર જ સાંઢે આવે છે અને ૧૩ થી ૧૪ માસમાં જ બીજું વેતર આવે છે. આવું થાય ત્યારે જ ઢોરસુધારણા.

વાછરડીની ઉમ્મર ત્રણ વર્ષની થાય અને સારો ખોરાક ને માવજત હોય તો સાંઢે જરૂર આવે છે જ. એટલું ખાસ યાદ રાખવું કે જે વાછરડી સાંઢે આવી હોય (In heat) તેને પોતે જે સાંઢના સંયોગથી પેદા થઈ હોય તેનાથી ફળવા દેવી નહીં કારણ કે તે એનો બાપ થાય છે. માટે તેને બીજો સાંઢ બતાવવો જોઈએ.

એક લોહી એટલે બાપ-દીકરી, ભાઇ-બહેન વગેરે સંબંધવાળા જાનવરોનો સંયોગ થતો અટકાવવો અને તે પ્રમાણે નહીં કરવાથી અંદરને અંદરની ઓલાદ થાય અને તેનો શારીરિક બાંધો નબળો થતો જાય અને ઓલાદ ઠીંગણી થઈ હલકા બાંધાના ઢોર પેદા થાય છે. આપણી મનુષ્ય જાતિમાં પણ ગોત્ર, સગપણ ખાસ જોઈ વરકન્યાનાં જોડાં બંધાય છે. કારણ કે પ્રજોત્પત્તિશાસ્ત્રમાં આવા એક લોહીના સંબંધનો નિષેધ કરેલો છે.

કિશોરભાઈએ ઉપરની હકીકત કહ્યા બાદ બીજે દિવસે બધા ગામચોરે ભેગા થયા ત્યારે વડીલોએ પૂછયું અહ્યા-કિશોર ! ત્યારે નિષિધ્ધ વડીલો કયા કયા ગણવા તે અમારે જાણવું છે.

કિશોરભાઈએ કહ્યું—ભલે, આપણે ખાસ લક્ષમાં રાખવા જેવું છે. કારણ કે સારા વડીલો અને નિષિધ્ધ વડીલોનું સામાન્ય જ્ઞાન તો હોવું જ જોઇએ. સાંભળો ત્યારે ટૂંકમાં જ કહીશ.

નિષિધ્ધ વડીલો :—ઢોરસુધારણાના કામે જે નર અને માદા પસંદ કરવામાં આવે તેઓ વંશપરંપરાથી વારસામાં ઊતરી આવતા ક્ષય તથા બીજા તેવા રોગી ધાતવાળાં,

એક લોહીનાં એટલે એક જ કુટુંબનાં નજીકનાં સગાં જેમકે બાપ ને દીકરી, ભાઈ અને બહેન, મામી અને ભાણેજ, ફોઇ અને ભત્રીજો વગેરે, ઠીંગણાં, અતિ નબળાં અને અતિશય વૃદ્ધ હોવાં ન જોઇએ. તેથી જે વડીલો ખરીદ કરવામાં આવે અગર પસંદ કરવામાં આવે તેના શરીરના તમામ ભાગ કુદરતને તથા તન્દુરસ્તીને અનુસરતા છે કે નહીં તેનો બરાબર પ્રથમ તપાસ કરવો અને પછી આગળ કહ્યા પ્રમાણે શરીરનો બાંધો તપાસવો.

ચાલુ જ વાતમાં વૃદ્ધ ખેડતભાઇ બોલ્યા—અરયા કિશોર ! ખળી ઢોરને કેવી રીતે તપાસવાં ? તેની તપાસવાની રીત હોય તો ભલા ભાઇ જરા સાથે કહી નાખને વળી, તેટલા સારૂં શું કરવા અધુરૂં રાખે છે ? ઘેર મોડા જઇશું.

કિશોરભાઇએ કહ્યું કે મુરબ્બીઓ ! તે પણ છે જ. સાંભળો ત્યારે. જો નર કે માદા તપાસવી હોય તો તેને કોઢમાંથી કે વાડામાંથી બીજા જાનવરથી અલગ રાખી ડાબી બાજુ ઉપર ઉભા રહી ડાબી બાજુનાં અંગ તપાસવાં.

પ્રથમ આંખો જોવી, ફૂલું, છારી, રતાંધળું, ખાડો છે કે કેમ ? કારણ કે ઉત્તમ જાનવર હોય પણ આમાંની એક પણ વસ્તુ આંખમાં હોય તો ઉત્તમ જાનવર નકામું જ. આંખ તપાસવા માટે આપણા દેશી સાધનમાં ફક્ત કાળી ટોપી જે આંખ તપાસવાની તેની સામે રાખવી અગર કાળી વસ્તુ જેથી બહારનો પ્રકાશ આડે નહીં આવતાં આંખમાં જે હશે તે તુર્ત જણાશે.

આંખ તપાસ્યા બાદ મોઢાની અંદરનો ભાગ ખાસ તપાસવો. દાંત, જીભ, ઉપરનું પેઢું વગેરે ખોરાક કાપી શકે તથા ફેરવી શકે તેવી તન્દુરસ્ત હાલતમાં છે કે નહીં. દાંત ઉપરથી ઉંમર પણ જણાઈ આવશે, તે હું આગળ કહીશ.

ગળાની નીચેનો ગોળ ગોટો દબાવી ઉધરસ કરાવવી એટલે ખબર પડશે કે શ્વાસ તથા અવાજ ચોખ્ખો છે કે નહીં.

ગળાની નીચલી બાજુએ તેમ જ ચાળ અગર કામરો બરાબર તપાસી બીજા અવયવો ઉપર વર્ણન કર્યા પ્રમાણે છે કે નહીં તે જોવા.

પગ ઉપરથી નીચે ઘુંટણ સુધી તપાસી પછી પગ ઊંચો કરીને નસો, હાડકાંનો સોજો તથા પગના સુકીયા બરાબર વળે છે કે નહીં તે જોવાં. આ જ પ્રમાણે પાછલો ડાબો પગ જોવો અને તે જ પ્રમાણે જમણું અંગ જોવું.

ત્યારબાદ પૂંછડી, વૃષણ વગેરેની તપાસ કરી ચલાવી જોવું. ચાલ જોવી સરખા પ્રમાણમાં પગ મૂકે છે કે કેમ ? જો માદા હોય તો દોહી જોવું. ચારે આંચળોમાંથી દૂધની સેર બરાબર આવે છે કે કેમ ? જો ચાલતાં છૂટું, ઠોકર ખાધા વગર છૂટી ફલંગે ચાલતું હોય તો બરાબર જાણવું. પરંતુ જો ચાલ ટૂંકી બંધાતી હોય, લંગડાતું હોય, તણુસ વગેરે ચોંટતી હોય તો તે નિષેધ ગણવું.

છેવટે નર કે માદા જે હોય તેને દોડાવી જોવાં. જો દોડવાથી હાંફશે તો જાણવું કે દમના રોગવાળું છે, માટે નિષેધ ગણવું.

આ બધું જ જોયા બાદ નરમાદા ઢોરસુધારણા માટે લાયક ગણાય છે.

. કિશોરભાઈએ કહ્યું : વડીલો ! ઉંમર જાણવા સંબંધી દાંત જોવા. કેવી રીતે જોવા તે ટૂંકમાં કહું છું તે સાંભળો.

## ઢોરની ઉંમર જોવાની રીત

ઢોરની ઉંમર, તેના જડબામાં દાંત હોય છે તે જોઈ નક્કી કરાય છે. તેમને ફક્ત આગલા ચાર જોડી એટલે આઠ દાંત નીચલા જડબામાં હોય છે અને ઉપલા જડબામાં દાંતના બદલે મજબૂત પેઢાં હોય છે. આમાં ભૂલ ખાશો નહીં. ઉપરના જડબામાં દાંત હોના જ નથી.

ઢોરની અઢી વર્ષની ઉંમર થાય નહીં ત્યાં સુધી તેને ધાવણના દૂધિયા દાંત હોય છે. પરંતુ અઢી થી ત્રણ વર્ષની ઉંમરે પહોંચતાં વચલા બે દાંત ખરી પડી તેની જગ્યાએ નવીન બે દાંત આવે છે, જે હંમેશને માટે કાયમ જ રહે છે.

ત્રણ થી સાડાત્રણ વર્ષની ઉંમરે પહોંચતાં વચલા બે દાંતની બાજુના એક એક ખરી પડી બીજા આવે છે, તે કાયમના રહે છે. ચાર થી સાડાચાર વર્ષની ઉંમરે પહોચતાં ત્રીજી જોડ ખરી પડી નવી આવે છે, જે કાયમના રહે છે. છેવટે સાડાચાર થી પાંચ વર્ષની અંદર છેલ્લી ચોથી જોડના દાંત ખરી પડી નવીન આવે છે, જે કાયમ માટે રહે છે. આમ અઢી થી પાંચ વર્ષની ઉંમરના ગાળામાં કાયમના આઠ દાંત આવી મોઢું ભરાઈ જાય છે.

પૂરેપૂરા દાંત થયા બાદ ઢોરના શીંગડાં પરનાં કુંડાળાં વડે ઉંમરનો અંદાજ નીકળે છે. દરેક વર્ષે એક કુંડાળું જણાય

વગેરેના હિસાબની પદ્ધતિ દરેક ઢોરના માલિકે રાખવાની જ હોય છે. નીચે પ્રમાણે નોંધ થાય તો એટલું જ બસ છે.

(૧) ઢોર ક્યારે વિયાયું તેની નોંધ,

(૨) કેટલાં વાછરડાં થયાં તેની નોંધ—નર કે માદા—જુદાં લખવાં.

(૩) કયે દિવસે કયા સાંઢથી ફળ્યું તેની નોંધ,

(૪) કયે દિવસે ઢોર વિયાયું તેની નોંધ,

(૫) એક વેતરથી બીજા વેતરનો અંતર સમયની નોંધ,

(૬) રોજીંદા એક ઢોરે કેટલું દૂધ આપ્યું અને દૂઝણાના સમયમાં કુલ કેટલું દૂધ થયું તેની નોંધ,

(૭) દૂધની અંદર ઘી કેટલું છે, તેનું નિદાન દરેક મહિને કાઢવું. તેનું યંત્ર હોય છે પણ આપણને તો વારે કેટલું ઘી થયું તે ઉપરથી અંદાજ તુર્ત મળી આવશે.

(૮) દરેક ગાયના ખોરાકનું પ્રમાણ તોળવું અને તેની નોંધ રાખવી. જ્યારે જ્યારે આ નોંધમાં ફેરફાર કરવામાં આવે એટલે કે ખોરાક વધારવા ઘટાડવામાં આવે ત્યારે બીજી વખત તે નોંધ રાખવી. આમ કરવાથી વધારે દૂધ માટે કઇ જાતનો ખોરાક પથ્ય છે તે નક્કી થઇ શકે છે. ગાય કેટલું દૂધ તથા ઘી કરે છે, કેટલો અને કઇ જાતનો ખોરાક ખાય છે, આવા હિસાબથી ગાય ખરચાળ છે કે નફામાં તે નજરે તરી આવશે.

ઉપરના હિસાબથી એટલે પધ્ધતસર રોજની રોજ લખાતી નોંધથી તુર્ત ખબર પડશે કે કયો સાંઢ સારો છે, ગાય વધારે

નર કે માદા આપે છે. આ નોંધ ખાસ જરૂરી હોય છે. કારણ કે તેમાં નીચે પ્રમાણે લાભ થાય છે.

જો નોંધ રોજની રોજ રાખીશું તો તે તુર્ત ફાયદારૂપ જણાઇ નીચે પ્રમાણેના લાભો તરી આવશે.

(૧) ગાયની તથા સાંઢની વધારે સંભાળ લઇશું, (ગાયની પરીક્ષાને પરિણામે તેની કિંમત વધે છે અને સ્વભાવિક રીતે જ એક કિંમતી ગાય તરીકે તેની વધારે દરકાર લેવાય છે.)

(૨) કઇ ગાયથી નફો થઈ શકે તેમ છે અને કઈથી નથી એ જાણી શકાય છે.

(૩) જે ગાય દૂધમાં સારી હોય તેની કિંમત આંકી શકાય છે. (દૂધના પ્રમાણિકપણે રખાયલા હિસાબ ઉપરથી તેની કિંમત નક્કી કરી શકાય છે.)

(૪) વાછરડાની વધારે કિંમત ઉપજે છે (નોંધ કરેલી ગાયનાં વાછરડાંની કિંમત નોંધ વિનાની ગાયનાં વાછરડાં કરતાં વધારે જ આવે.)

(૫) આપણાં ધણને સુધારી શકાય. (જો દુધાળ ગાય વિષે આપણે જાણતા હોઈએ તો તેના વાછરડાં સારી ગાયો બનાવવા માટે આપણે રાખી શકીએ. આવાં વાછરડાંની કિમત એતાં માબાપો સંબંધીની રાખેલી નોંધ ઉપરથી જ આંકી શકાય. ગાય તથા સાંઢની કિમત એની જાતની નોંધ ઉપરથી આપણે આંકી શકીએ.)

નોંધવહી રાખ્યા વિના ધણમાં સુધારો કરવાની આશા વ્યર્થ છે.

ખોરાકથી ચારગણું પાણી પાવું જોઇએ. એ રીતે જોતાં એક સાધારણ બળદ કે ગાય કે જેના શરીરનું વજન લગભગ પંદર મણ (૧૨૦૦ રતલ) જેટલું હોય તેને આખા દિવસનો મળી સરેરાશ ૩૦ રતલ ખોરાક જોઈએ અને તેનાથી વધારે ઓછા વજનવાળા જાનવરને વધારે કે ઓછો જોઈએ. બળદ, ભેંસ, ગાય, વગેરે ચાર હોજરીવાળાં જાનવરને સૂકો ચારો વધારે આપવામાં આવે તો પણ નભી શકે, પરંતુ ઘોડા જેવાં નાની એટલે એક હોજરીવાળા જીવોને તો અવશ્ય દાણો વધારે જ આપવો જોઇએ.

એ ઉપરથી જણાય છે કે "વગડામાં જે મળે તે ખરૂ" એવા હિસાબે આપણા ભાગમાં ઢોરોને ચરવા છોડવામાં આવે છે તે કદાચ ચોમાસાની ઋતુમાં ઠીક ગણાય, પણ બીજી ઋતુ શિયાળા તથા ખાસ કરીને ઉનાળાની મોસમમાં તેઓના પોષણ પૂરતું નથી. વળી દુષ્કાળ કે ઘાસ ચારાની તંગીના પ્રસંગે જ્યારે બીજું કંઇ ન મળે ત્યારે ગમે તે ઝાડનાં પાનાં પ્રાણ બચાવવા માટે તેઓ ખાય, તે ઉપરથી એવો ઝાડપાલો પણ તેઓનો ખાસ ખોરાક છે એમ સમજાય નહીં. આટલું સાંભળતાં જ વચમાં જ એક ખેડૂતભાઈ બોલી ઉઠયા, ઠીક ભાઇ! ત્યારે તંગીના વખતે શું કરવું તે કાંઇ તમો જાણો છો? અમોને તો આ સિવાય બીજું શું સુઝે? બતાવ, તું કાંઇ વધુ જાણતો હોય તો; તે પ્રમાણે ઢોરના સુખ માટે કરવા જરા પણ હરકત નથી.

કિશોરભાઈએ જવાબમાં જણાવ્યું—અરે! વાહ, વાહ, મારે તમને કહેવાનું છે. કારણ કે જે ગોઠવણ જણાવીશ

તે આપણે માટે શકય છે. થોડું ખર્ચ તો થાય પણ કીમતી ઢોર ભૂખે મરતાં તો અટકે ને? ઠીક, ત્યારે શાન્તિથી સાંભળો :-

પોતાના ઢોરને પેટપૂરતો ખોરાક આપી શકાય એવા હેતુથી ઘણાખરા સાધન સંપન્નવાળા ખેડૂતો ઘણું કરીને સુંઢીયા નામનું જુવારની જાતનું વાવેતર કરે છે. આ વ્યવસ્થા જો કે સારી છે પરંતુ એ ચારો જોઈએ તેટલા પ્રમાણમાં, બીજા ચારાના મુકાબલામાં ઉતરી શકતો નથી. તેમ જ બારે માસ લીલો રહી શકતો નથી, છતાં પણ જેમની પાસે પૂરતું પાણીનું સાધન નથી તેમને માટે તો સારૂં જ ગણાય.

જેમને પાણીનો પુરવઠો છે, વખતો વખત પાણી આપવાનું સાધન છે તેમને માટે બીજા ઘાસ છે-જે પૌષ્ટિક છે અને કાયમ માટે લીલું-ઢોરને જરૂર પૂરતું મળ્યા કરે છે, તે ઘાસ હાલ ઘણે ઠેકાણે વવાય છે અને ઉપયોગ પણ થાય છે અને પરિણામ સારૂં પણ આવ્યું છે.

હ્યુસર્ન અથવા આપણે ઓળવાને ઘોડાઘાસ, નેપીયર, સ્ટાર, એલીફન્ટ-આ ઘાસનું વાવેતર કરવાથી પૌષ્ટિક ઉપરાંત કાયમ માટે લીલો ચારો જે દૂઝણા ઢોરને ખાસ જરૂર છે તેનું વાવેતર થાય તો આપણને દેખીતો ફાયદો છે જ.

ઢોરને પેટપૂરતો લીલો ચારો મળે તેને માટે ઉપર પ્રમાણે તજવીજ કરવામાં આવે તો તકલીફ દૂર થાય છે.

ઉપર જણાવ્યા પ્રમાણે જેમની પાસે સાધન સંપત્તિ નથી અગર જેમનાથી તજવીજ થઇ શકે તેમ નથી તેમને માટે

ળ, અહેંક્ષી ને સસ્તી બીજી યોજના છે-તે કહું છું, જે
ાને જ અનુકૂળ થાય તેમ છે તેવું મારૂં માનવું છે.

સાયલો (Silo) એ લીલા ચારાને સંઘરી રાખી ઘાસની
ગીના વખતમાં પોતાના ઢોરને ખવડાવે તો સૂકા ચારા કરતાં
ણો ફાયદો થાય છે. લીલા ચારાને સંઘરવાની રીતને
યલો કહે છે.

લીલી વનસ્પતિમાં પાણીનો ભાગ મોટો હોય છે જ્યારે
ા લીલી અવસ્થામાં કાપવામાં આવે છે ત્યારે તે સડવા માંડે
સડવામાં મુખ્ય કારણ એ હોય છે કે હવામાં રહેલો
ાકસીજન (Oxygen) નામનો વાયુ (પ્રાણવાયુ) ચારાના
વો સાથે મળી તેનું રૂપાંતર કરે છે. ઓકસીજન પ્રથમ
સને જે જગ્યાએ કાપ લાગ્યો હોય ત્યાં થઈ અંદર દાખલ
ય છે અને તેથી તે જગ્યાએ પ્રથમ સડો લાગુ પડી પછી
ાખો ભાગ સડે છે. વળી જો ઘાસને કાપીને ઢગલો કર્યો હોય
તેમાં ગરમી ઉત્પન થવાથી વહેલું સડે છે અને એમ સડતાં
ડતાં આખરે તે તદ્દન સડી જઈ તત્ત્વોરહિત થઇ જાય છે.
ા સડો થતો કેમ અટકે તે સંબંધી વિદ્વાન અભ્યાસી-
શોધકોએ અખતરા કરી જણાવ્યું કે જો લીલા ઘાસને હવા
ર્શ કરી ન શકે તેવી રીતે દબાવીને એકાંત જગ્યામાં ભરી
ખ્યું હોય તો સડયા-બગડયા સિવાય લાંબા વખત સુધી
ી શકે. એ ઉપરથી એ સિદ્ધાંતને અનુસરી લીલા ઘાસને
ા આવતાં જ કાપી હવા-પાણી વગેરે ન લાગે તેવી રીતે
ાવી, ઢાંકી ઘાસ સંઘરવામાં આવે તેને સાયલો (Silo) ના
મે ઓળખાય છે.

**સાયલો (Silo) ભરવાની રીત :—**

કિશોરભાઈએ વડીલોને જણાવ્યું કે લીલું ઘાસ એવી રીતે સંઘરી રાખવું કે જેથી જ્યારે જરૂર પડે ત્યારે તેને સાયલો-માંથી કાઢી ઉપયોગમાં લેવાય. જો કે બધાયે જ પ્રથમ હસી કાઢયું કે વળી લીલું ઘાસ તો સંઘરી રખાય ? બગડી જશે અને ઉલટું નુકશાનમાં ઉતારવાની આ રીત છે, છતાં બધાંએ જ જણાવ્યું કે ભાઈ ! કહો, આપણે આપણા તાલુકાના જ ગામમાં ભરી બતાવજે, પછી તારી વાત બરાબર છે એમ માની શું.

કિશોરભાઈ એ કહ્યું–સાંભળો ત્યારે શાન્તિથી. સાયલો બે જાતના ભરાય છે, એક કાચો અને બીજો પાકો.

કાચો સાયલો એટલે જમીનની અંદર ગોળ અગર ચોરસ ઊંડા ખાડા કરી તેમાં લીલું કડબ–ઘાસ વગેરે ભરવામાં આવે છે અને પછી ચારે બાજુથી બરાબર દબાવવામાં આવે છે. એમ કરતાં જ્યારે ખાડો ભરાઈ જાય ત્યારે તે ઉપર માટીનો થર નાંખવામાં આવે છે. પાણી હવા–વગેરે પણ ન જાય તેવો બરાબર બંદોબસ્ત માટી નાખી કરવામાં આવે છે. પછી ત્રણ, ચાર, પાંચ મહિને જ્યારે જોઇએ ત્યારે તેને ઉઘાડવો. ઉઘાડતામાં જ પ્રથમ તો કોવાયેલાં મહુડાં જેવી વાસ નિકળે છે, પણ તે વાસ મીઠી હોય છે. જેમને આવા લીલા પદાર્થો બફાયલા હોય અને વાસ આવે તેનાથી ટેવાયલા ન હોય તેઓ ઘડીભર વાસ સહન કરી શકે નહીં. પણ આ વાસ મીઠી હોવાથી ખરાબ લાગતી નથી. ધીમે ધીમે જરૂર પડતો ખાડામાંનો રસદાર ચારો કાઢવામાં આવે છે. ઉપરનો ચારો તથા બાજુનો ચારો

જ્યાં બરાબર દબાણ ન થવાથી હવા જવાથી બગડેલો જણાય તે કાઢી નાંખવાનો હોય છે. પણ પછી બીજો સારો ભાગ ઘણી જ ખુશીથી ઢોરના ખોરાકમાં ઉપયોગ થાય છે અને ઢોર આનંદથી ખાવા માંડે છે અને તેનો કસ એટલો બધો હોય છે કે સૂકા ચારાનો અડધો ભાગ આ ચારો રોજ અપાય તો જુઓ ઢોરની બલિહારી! ઢોર સારૂં, તગડું અને ભરાવદાર થાય છે અને વળી–લીલા ચારા જેટલો ગુણ આપી ધાર્યું કામ ઢોર આપે છે. કાળી જમીનમાં આ કાચો સાયલો કામ લાગતો નથી. કારણ કે તે સૂકાયાથી તડો પડી હવા અંદર દાખલ થાય છે અને ચારો બગાડે છે. તેવી જમીન માટે પાકો સાયલો અનુકૂળ છે. વધુ જાનવર જેને હોય તેને માટે પાકો સાયલો જ અનુકૂળ છે જેની રીત જણાવું છું.

## પાકો સાયલો ભરવાની રીત તથા તેની સમજ :—

સાયલો પાકો અને ગોળ બાંધવો જોઇએ. કારણ કે ચારો સરખી રીતે દબાય જેથી હવા રહી શકે નહીં તેમ જ અંદર દાખલ થાય નહીં કેમ કે સડો ઉત્પન્ન થવાનું મુખ્ય કારણ હવા જ છે.

જે ખાડો પાકો કરવાનો હોય તેને ચૌદ ઈંચ જાડાઇનું ચણતર કે સીમેન્ટ હોવું જોઇએ. વળી ચાળીસ ઘનફૂટ જગામાં એક ટન એટલે આપણા કાચા છપ્પન મણ ચારો સમાય છે. એ હિસાબે જેટલો ચારો ભરવો હોય તેટલા પ્રમાણમાં ખાડો કરવો જોઇએ એક જ મોટો ખાડો કરવા કરતાં નાના વધારે ખાડા કર્યા હોય તો ઘણું સારૂં, કારણ કે સાયલો એક વાર

ઉઘાડયો કે પછી તેમાંનું તૈયાર થયેલું ઘાસ, કડબ જે ભર્યું હોય તે વાપરી જ નાંખવાનું હોય છે. ફરી બંધ કરાય નહીં.

સામાન્ય રીતે પાકા સાયલોના ખાડાનું માપ ૧૦×૧૦×૫ ફૂટનું એટલે દરેક ખાડો દશ ફૂટ લાંબો દશ ફૂટ પહોળો અને પાંચ ફૂટ ઊંડો હોવો જોઇએ.

જે જાતનું ઘાસ કે કડબ ભરવું હોય તેને કાપી લીધા પછી બની શકે તો તરત તેના ફૂટ ફૂટના ટુકડા કરીને ખાડામાં ભરવા કે જેથી તે સારી રીતે દબાઇ બેસે. દશ ફૂટ લાંબા અને તેટલી જ પહોળાઇવાળા ખાડામાં દરેક થર એક થી બે ટન લીલા ચારાનો પાથરવો અને ચારે બાજુએથી બરાબર સારી રીતે દાબવો. તેમાં પણ અડખાં, પડખાંની બાજુઓ અને ખૂણા દાબવામાં તો ખાસ ખબરદારી રાખવી. કેટલાક તો મીઠાનો ભૂકો દરેક થર ઉપર નાંખવા સૂચવે છે, પણ મીઠાની જરૂર નથી. કારણ કે મીઠા વગર પણ ખાડાનું ઘાસ કસદાર, સ્વાદવાળું થાય છે.

દરેક વખતનો થર માત્ર એક કે બે દિવસમાં જ પૂરો કરવો. બરાબર દાબવા માટે પાટીયા અગર સાદડી મૂકી દર ચોરસ ફૂટે એકસો રતલ માટી દબાણ માટે પાથરવી.

જો ૧૦×૧૦×૫ ફૂટનો સાયલો એટલે દશ ફૂટ લાંબો તેટલો જ પહોળો અને પાંચ ફૂટ ઊંડો ખાડો બરાબર દબાવીને ભરવામાં આવે તો પાંચ ટન ઘાસ સંઘરી શકાય. પરંતુ જો એટલા જ ઘાસને સૂકવવા દઇએ તો બે કે ત્રણ ટનથી વધારે વજન તે ઘાસનું રહેતું નથી.

આવી રીતે તૈયાર કરેલા ખાડામાં એટલે સાયલોમાં દબાવેલો ચારો જો એકાએક જરૂર પડે તો છ અઠવાડીયા બાદ ખાડો ઉઘાડી, તેમાંનો ચારો ઉપયોગમાં લઈ શકાય છે. જો ખાસ ઉતાવળથી જરૂર ન હોય તો તેને લાંબા ગાળા સુધી રાખી શકાય છે. છ માસ સુધી પણ તેમાં ચારો રહી શકે છે અને ઉપયોગમાં લેવાય છે.

છ અઠવાડીયાં બાદ સાયલો ખોલવામાં આવે તો જરાપણ હરકત નથી કારણ કે એટલા સમયમાં ઘાસનો ઉભરો બંધ પડી ગયેલો હોય છે જેથી ઉઘાડવા છતાં તે સડી જતું નથી.

ખાસ યાદ રાખવાનું કે સાયલો ભર્યા બાદ-છેવટનો થર પૂરો થાય કે તુર્ત તે થર ઉપર પાટીયાંથી મજબૂત ઢાંકી તે ઉપર પુષ્કળ માટી વાળવી. વળી તેના ઉપર છાપરૂં કરવું કે વરસાદથી નુકશાન ન થાય. આટલું રક્ષણ કરતાં થોડોક ભાગ આજુબાજુનો તથા ઉપરનો બગડે છે. કારણ કે પોલાણમાં થોડી હવા અંદર રહી જાય છે અને તે હવાને લઇ તેટલો ભાગ બગડવા પામે છે. પણ બહારની હવા જતી નથી, એટલે સંઘરેલા ઘાસમાંથી કવચિત બે ટકા જેટલું ઘાસ બગાડમાં જાય પણ બાકીનો ભાગ સોનાના મૂલ્યે તૈયાર થઇ ઢોરના ઉપયોગમાં લેવાય છે.

લીલું ઘાસ જો ૧૫૩૧૮૨ મણ હોય તો તેમાંથી સૂકું ઘાસ ૫૫૭૪૯ મણ થાય છે, એટલે દર ચાલીસ રતલ લીલા ઘાસમાંથી સૂકું ચૌદ રતલ જેટલું ઘાસ ઊતરે છે, તેવો અંદાજ અખતરાથી કાઢેલો છે. પણ ૫૧૯૮૧ મણ લીલા ઘાસને જો સાયલોમાં

ભરાવમાં આવે તો તેમાંથી ૩૪૭૨૩ મણ ઘાસ પરત મળે છે, એટલે દર ચાલીશ રતલ લીલા ઘાસમાંથી સાયલો ઉઘાડે ત્યારે છવ્વીસ, સત્તાવીસ રતલ ઘાસ આપણને પાછું મળે છે અને જેટલા સૂકા ઘાસથી ઢોરનું પોષણ થઇ શકે, તેટલું જ આ ઘાસ ઢોરને ખવડાવ્યું હોય તો પણ પૂરતું થાય છે એટલું જ નહીં પણ સાયલોના ચારાથી ઢોર પુષ્ટ બને છે, દુધાળ ઢોર પ્રમાણમાં દૂધ વધુ આપે છે અને કામ કરનાર ઢોર વધુ કામ આપે છે. આ ફાયદો જેવો તેવો નથી ઢોરને જે ખવડાવવામાં આવે તેનો બરાબર ફાયદો મળે, તે માટે આ બધી શોધ છે. તે શોધ અનુભવસિદ્ધ હોઈ આપણી નજર આગળ છે.

**સાયલો ભરવાની મોસમ**:—આપણા દેશમાં ઘણી જાતનાં ઘાસ ચોમાસામાં ઉગે છે અને તેઓ ઘણું કરીને આસો કાર્તિકમાં સૂકાઇ જાય છે. એ ઘાસ પૈકી ઘણાંખરાં ઘાસ એવાં છે કે, જો તેઓને શ્રાવણ ભાદરવામાં કાપી લીધાં હોય તો ફરીથી પાળાઇને આસો કાર્તિકમાં પાછાં તૈયાર થાય છે. પરંતુ શ્રાવણ ભાદરવામાં વરસાદ પડતો હોવાથી તેમને સૂકવવાની જોગવાઇ હોતી નથી અને તેથી બેવડો લાભ લેવાનું શક્ય થતું નથી. એટલે વરસાદ ગયા બાદ જ તેઓને કાપી લઇ સૂકવણી કરવામાં આવેછે. એ અરસામાં તે ઘાસ પાકાં થઇ ગયેલાં હોય છે, જેથી ફરીથી પાછાં પાળાઈ શકતાં નથી. પણ સાયલો ભરવાનું કામ થાય તો બેવડો લાભ દેખીતો થાય છે. એટલે શ્રાવણ ભાદરવામાં જે ઘાસને ફૂલ આવ્યાં હોય અને ઢોરના ખોરાકમાં આવતાં હોય તેને કાપી લઈ સાયલોમાં સંઘરવાં અને તે પાછાં ફુટી આસો કાર્તિકમાં તૈયાર થાય એટલે કાપી લઈ સૂકવણી કરવી.

વળી કેટલાંક ઘાસ એવાં હોય છે કે તે લીલાં હોય ત્યારે ઢોરો ખંતથી ખાય છે, પરંતુ સૂકાયા પછી અતિ બરડ થઈ જાય છે જેથી ઢોરો ખાઈ શકતાં નથી. એવાં ઘાસ પણ સાયલોમાં તંગીના સમયે સંઘર્યાં હોય તો પણ ફાયદો કરેછે.

**સાયલોમાં કયો ચારો ભરાય :**—સાયલોમાં ભરવાના ચારામાં મકાઈનું, જુવારનું, સુંઢીયાનું, બાજરીનું લીલું કડબ, તુવેર ફૂલમાં હોય ત્યારે, ઘઉં અને જવનું ઘાસ ઉત્તમ ગણાય છે. તો પણ જેટલી જાતનાં ઘાસ ઢોરો ખાય છે તે તમામ સાયલોમાં ભરાય છે.

**સાયલોમાં ભરવાનું ઘાસ ક્યારે કાપવું :**—જે ચારો સાયલોમાં સંઘરવામાં આવે અથવા તો સૂકવણી કરવાને કાપી લેવામાં આવે તે પાકું થતાં પહેલાં જ કાપવું જોઈએ. કારણ કે છોડમાં જે કંઈ પુષ્ટિકારક તત્વો હોય છે તે ઘાસ પાકી જવાથી ખેંચાઈ જઈ બીજનું રૂપ ધારણ કરે છે અને તેથી કોઈપણ ચારો ઢોરને ખવડાવવા માટેનો હોય તેને ફૂલ થઈ બીજ થતાં અગાઉ કાપી લેવો જોઈએ કે જેથી તે ચારો પુષ્ટિકારક નિવડે. કિશોરભાઈએ ઘાસ અગર બીજો ચારો સંઘરવાની માહિતી આપ્યા બાદ બધા ભાઈઓએ કહ્યું કે આ બધું ગપ જ છે. કિશોરભાઈએ કહ્યું જો વહેમ પડતું જણાતું હોય તો ચાલો મારી સાથે. વાઘોડીયા તળમાં જ સરકાર મદદથી ગઈ સાલે જ બે કાચા સાયલો થયેલા છે. લગભગ સરકાર પાંચ વર્ષ સુધી સતત સાયલો ભરવાની શરતે રૂા. ૧૫૦/–ની મદદ આપે છે. તેમના જીલ્લાના પશુસંવર્ધન ખાતાના અમલદારો ઉપર રહી ખાડો ખોદાવી બાજરીનું કડબ એક ખાડામાં અને એકમાં જુવારનું

કડબ ભરાયેલું. જ્યારે ખાડો ઉઘાડયો ત્યારે તે જીલ્લાના પશુ-સંઘવર્ધન ખાતાના અધિકારી સાહેબ તથા તાલુકાના મામલતદાર સાહેબ વગેરે ગામ લોકો પણ હાજર હતા. મારી જાતે તે સ્થળે તે દિવસે હું વાઘોડીયા કામે ગયેલો ત્યારે જોયેલું હતું. ઢોરો ઘણાં જ આનંદથી ખાતાં હતાં.

ભરૂચ જીલ્લામાં, જંબુસર તાલુકાના કલક ગામે પશુસંવર્ધન અને પશુઉછેરની મંડળી સ્થપાયેલી છે, જે મંડળી તરફથી સરકારની મદદથી એક ખાડાદીઠ પાકા સાયલો માટે રૂા. ૪૦૦/– ની રકમથી બે સાયલો તૈયાર થયેલા છે. ઉપરના સ્થળે ચાલો આપણે જઈશું અને જોઇને આપણે પણ સરકારની એક કાચા માટે અને એક પાકા સાયલો માટે મદદ લઇ ખાડા તૈયાર કરી ચારો ભરીશું. કિશોરભાઈનું કહ્યું સાંભળી બધા સ્તબ્ધ થઇ ગયા અને અંદર અંદર ધીમે ધીમે બોલવા લાગ્યા કે–આ છોકરાએ ઘણી જ ઉત્તમ માહિતી આ.પી. આમ આપણે ખાડા કરી ચારો સંઘરીશું તો આપણે ત્યાં તો વલોણાવારે દુષ્કાળ જણાવા માંડયો છે. તો જો આપણા ગામમાં આવા ખાડા–પાકા અગર કાચા–શકિત પ્રમાણે તૈયાર કરી લઇશું તો આપણે દુષ્કાળનો સામનો કરી શકીશું. જરૂર સરકારની યોજના વધાવી લેવા જેવી જ છે. કારણ આપણે તો બધા ટીકા જ કરીએ છે કે સરકાર યોજનામાં જ પૈસા વાપરી કાઢે છે. પણ ખરેખર પૈસા વપરાય છે તે કોને માટે ? આપણે માટે જ. આપણાં ઢોર સુખી રહે, આપણે આબાદ થઇએ તે માટે જ આ યોજના છે. ઠીક ભાઇ ! હવે કાંઇ કહેવું છે? કિશોરભાઇ એ કહ્યું :—અરે ! હવે જ ખરૂં જાણવાનું છે. સાંભળો—

**ઢોરો કેવી જમીનમાં ચારવાં :**—આપણે જોઈશું કે વાઘોડીયાની સીમની જમીન મોળી ગણાય છે જ્યારે આપણી કાનમની જમીન મીઠી ગણાય છે. મોળી જમીનનો ચારો તત્વ-રહિત હલકો હોય છે. જેથી ઢોર દુબળાં રહે છે. જ્યારે આપણી મીઠી જમીનનો ચારો તત્વવાળો અને વજનદાર હોય છે, તેથી ઢોર રુષ્ટપુષ્ટ રહે છે આપણો ચારો મીઠી જમીનનો હોવાથી દાણ કમી આપીએ છીએ તો પણ ચાલે છે. જ્યારે મોળી જમીનના ઢોરને દાણનું પ્રમાણ આપણા કરતાં વધુ જ જોઈએ.

વળી સારી જમીનનો ચારો કસદાર હોવાથી ઢોર જલદી ગાભણાં થવા માંડે છે. કારણ કે તેમાં તે ચારાથી શકિત વધારે આવે છે. પડતર જમીનનો ચારો અને ખેડાણ જમીનનો ચારો જોઈશું તો પડતર જમીનને આપણા ગામનું ગૌચર જેમાં પ્રથમ ઘાસ જ ઉગવા પામતું નથી. જે ઉગેલુ હોય છે તે ભૂખમરાથીજ ખાય છે. સારાં પોષાતાં જાનવર સુંઘતાં પણ નથી. ઘાસના બીડનું ઘાસ અને ખેડાણ જમીન એટલે આપણાં ખેતરના છેડાનું ઘાસ જુઓ ! કેટલો ફેર હોય છે ? તે ઘણું જ ઉત્તમ હોય છે, માટે ખેતરના છેડાનું ઘાસ જાળવી સંઘરવું.

જે સ્થળે ઝીંઝવો, આમો, ધરો, આરોતારો વગેરે ઘાસ થતાં હોય તે જમીન ઢોર ચરવાને ઉત્તમ જ ગણાય અને જ્યાં ડાભ, લાંબડુ, રેસો, ખડી, વગેરે થાય છે તે ભાગ રાશી છે અને તે સુધારવા ગામ સમસ્તે પ્રયત્ન કરવો જોઈએ.

ઢોરની ચરવાની જમીનમાં વડ, પીંપળ, પીંપળા, આંબા, વગેરેનું ઝાડ, ઘાસ-બરાબર પાણી પીવાનું સાધન હોય

ત્યાં હોવું જોઇએ. ન હોય તો ઉપરનાં ઝાડ રોપવાં કે જેથી ઢોર તાપ, ટાઢ, વરસાદથી રક્ષણ લઇ આનંદથી વાગોળવા બેસી શકે.

શિયાળે અને ચોમાસે ઢોર દિવસે તેમ જ રાત્રે ચરે તો પણ હરકત નથી. ઉનાળામાં દિવસે સખ્ત તાપ પડે છે તેથી બરાબર ચરી શકતાં નથી. માટે સવાર સાંજે ઠંડા પહોરમાં ચારવાં. ચોમાસામાં બાંધી રાખેલાં ઢોરને માખીઓ મચ્છરો વગેરે બહુ હેરાન કરે છે, માટે તે છૂટા રહે તો સારૂં. પછી છૂટાં રાખી ઉગેલો માલ ખેતરનો ભેલાવવો તે હેતુ રાખવો નહીં. પણ તેમ કરવાથી પ્રતિકૂળ થાય છે. માટે સચ્ચાઈ, પ્રમાણિકતા જાળવા ચોમાસામાં રાત્રે પણ ઢોર ચારો તો ઢોર સારાં રહે. ચોમાસામાં રાત્રે ઢોર ચાર્યાથી ઢોર દુબળાં પડતાં નથી. માટે ઢોરની સંભાળ ચોમાસામાં ખાસ રાખવાની છે. તેમને ડાંસ, માખીથી ચરવાનું ફાવતું નથી. માટે રાત્રે પણ ચારવાથી ડાંસ વગેરે કરડતા ઓછા થાય છે અને શાન્તિથી ઢોર ઠંડકમાં ચારો ચરે છે.

કિશોરભાઇએ કહ્યું—ભાઇ ! ચારા સંબંધી મારી માહિતી પ્રમાણે જણાવ્યું. હવે ઢોરના દાણ માટે મારે માહિતી આપવી જ પડશે. કારણ કે ઢોરના શરીરનું પૃથક્કરણ કરતાં માલુમ પડ્યું છે કે તેમાં કાર્બન, હાઇડ્રોજન, ઓકસીજન, નાઈટ્રોજન, ગંધક, પોટાસ, મેગ્નેસીયા, કેલશ્યમ, લોહ અને ફોસ્ફરસ એવાં દશ તત્વો મોટા પ્રમાણમાં રહેલાં છે, તેમ જ સોડીયમ, કલોરીન, ફલોરીન અને સીલીકા એ ચાર તત્ત્વો પણ કંઇક

અંશે રહેલાં છે. એ તત્ત્વો પૈકી નાઈટ્રોજન એટલે માંસ વધારનાર પદાર્થ, કાર્બન તથા હાઇડ્રોજન એટલે ચરબી અને ગરમી વધારનાર પદાર્થ તેમ જ કેટલાંક ખનીજ તત્ત્વો જેવાં કે લોહું, ગંધક, પોટાસ, ફોસફરસ, મેગ્નેસીયા, વગેરે ઘણાં અગત્યનાં છે અને તેથી ઢોરને જે ખોરાક આપવામાં આવે તેમાં એ તત્ત્વો અવશ્ય હોવાં જોઇએ. હવે એ તત્ત્વો કેવી રીતે પૂરાં પાડી શકાય તેનો વિચાર કરીયે.

જેમ એ તત્ત્વો વડે ઢોરનું અંગ બંધાયેલું છે તેવી જ રીતે સઘળી જાતના પ્રાણી, પદાર્થ, વનસ્પતિ, વગેરેમાં પણ એ તત્ત્વો રહેલાં છે. પરંતુ તે સઘળી ચીજોમાં એક સરખા માપથી ન રહેતાં, વધારે ઓછા પ્રમાણમાં રહેલાં છે અને તેથી ઢોરને જે પદાર્થ ખોરાક તરીકે આપવામાં આવે તેમાં એ તત્ત્વો જેટલા પ્રમાણમાં રહેલાં હોય તે પ્રમાણે ઢોરનું પોષણ થાય છે.

માટે ઢોરને જે જે પદાર્થ ખોરાક તરીકે આપવાનો હોય, તેમાં એ તત્ત્વો કેટલા પ્રમાણમાં રહેલાં છે તેનું જ્ઞાન દરેક ઢોરના માલિકોને અવશ્ય હોવું જોઈએ. વધુ નહીં પણ સામાન્ય માહિતી જોઈએ. પણ આપણે ત્યાં તો આપણા પોતાના લેવાના ખોરાકમાં કયાં કયાં તત્ત્વો છે તે જાણતા નથી તો વળી ઢોરના ખોરાક માટે તો વાત જ કયાંથી? ઠીક–તે માહિતી વિષે હું આ સાથે* કોઠો આપું છું, જેમાં સ્પષ્ટ જણાવેલું છે કે ઢોરના ખોરાકમાં એ તત્ત્વો કેટલા અંશે રહેલાં છે તે જણાશે.

*જુઓ કોઠો પૃ. ૭૪–૭૫

ઉપરના કોઠાથી આપ ભાઈઓને-વડીલોને એટલું તુર્ત જ જણાશે કે તલનો ખોળ, તુવેર, ઘઉં વગેરેમાં નાઈટ્રોજન એટલે માંસ વર્ધક તત્વ, તેમ જ કાર્બોહાઈડ્રેટ એટલે ચરબી વર્ધક તત્વ બન્ને સારા પ્રમાણમાં રહેલાં છે. વળી કપાસ, તલ, મગફળી વગેરે તેલીબીયામાં, તેમ જ ચોખા, મકાઈ વગેરેમાં ચરબી વર્ધક તત્વો વધારે જણાય છે. સારૂં સૂકું ઘાસ જુવારનું કડબ, કઠોળનો ભૂકો, વગેરેમાં પોટાસ, ગંધક, લોહું વગેરે ખનીજ પદાર્થો સારી રીતે રહેલા છે અને તેથી ઢોરના શરીરમાં રહેલાં સઘળાં તત્વોને પોષણ આપી પોતાના ઢોરને જે ભાઈ તંદુરસ્ત રાખવા ઈચ્છતો હોય તેણે એ પદાર્થો ખોરાક તરીકે ઢોરને આપવા જોઈએ. એમ ન કરતાં જે ભાઈ પોતાના ઢોરને કેવળ ઘાસ ઉપર જ રાખે છે, તેમના શરીરમાં માંસ, ચરબી વગેરે પદાર્થો જોઈતા પ્રમાણમાં ઉત્પન્ન થતા નથી. જેથી એવાં દૂબળાં અશક્ત રહી જોઈએ તેવું કામ કરી શકતાં નથી. તેમ જ ઘી, માખણ, વગેરે પણ ઘણાં ઓછાં આપે છે. વળી જે ભાઈ ઘાસ ન ખવડાવતાં કેવળ એવા પદાર્થો ઉપર જ રાખવા ઇચ્છે છે તેઓનાં ઢોર જો કે પુષ્ટ થાય છે, પરંતુ ખનીજ પદાર્થોની ખામીના લીધે તેમનું લોહી જોઈએ તેવું ચોખ્ખું થતું નથી અને તેથી દરેક જાતનો ખોરાક ઢોરને આપવો જોઈએ. પરંતુ તે આપતી વખતે નીચેની સૂચના ખાસ ધ્યાનમાં રાખવી.

### ખોરાક આપતી વખતે ધ્યાનમાં રાખવા લાયક

**સૂચના** :—ખોરાક આપતી વખતે પ્રાણીની જાત, પાચનશક્તિ, ઉમ્મર, તેની પાસેથી લેવાતું કામ, ખોરાકનો સ્વાદ, પ્રાણીની

# ઢોરના ખોરાક તરીકે વપરાતા પદાર્થો પૈકી
## પૃથક્કરણ

## Average percentage
## feeding stuffs on

| અનુક્રમ નંબર | ખોરાકનું નામ | પાણી | તેલ | નાઇટ્રોજન એલ્બુમન (માંસવર્ધક પદાર્થ) |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૧ | જુવાર | ૧૦–૭૧ | ૩–૬૯ | ૯–૭૧ |
| ૨ | બાજરી | ૮–૭૭ | ૫–૩૩ | ૯–૫૨ |
| ૩ | ચોખા | ૧૨–૨૫ | ૦–૯૨ | ૬–૪૫ |
| ૪ | બાવટો | ૧૨–૭૦ | ૧–૨૨ | ૬–૪૦ |
| ૫ | કોદરા | ૮–૦૧ | ૩–૩૫ | ૫–૮૧ |
| ૬ | ઘઉં (રાતા, કાઠા) | ૧૩–૨૭ | ૧–૬૦ | ૧૦–૯૦ |
| ૭ | ઘઉંના છાલાં | ૧૧–૪ | ૩–૫૦ | ૧૩–૨૦ |
| ૮ | તુવેર | ૧૦–૧૩ | ૧–૩૪ | ૧૭–૫૬ |
| ૯ | ચણા | ૯–૯૮ | ૪–૩૯ | ૧૮–૧ |
| ૧૦ | ગવાર | ૯–૮૧ | ૨–૮૧ | ૨૭–૨૯ |
| ૧૧ | અડદ | ૯–૯૭ | ૦–૯૩ | ૨૦–૭૩ |
| ૧૨ | મગફળીનો ખોળ | ૦–૦ | ૧૩–૪૧ | ૪૯–૪૮ |
| ૧૩ | તલનો ખોળ | ૧૦–૨૩ | ૧૨–૫૧ | ૩૦–૫૬ |
| ૧૪ | કપાસીયા | ૯–૪૨ | ૧૮–૬૫ | ૧૭–૩૧ |
| ૧૫ | લીલો જુવારનો ચારો | ૧૦–૦ | ૧–૪૧ | ૪–૦૧ |
| ૧૬ | લીલું ઘોડા ઘાસ–લ્યુસર્ન | ૧૦–૦ | ૩–૧૧ | ૧૩–૧૪ |
| ૧૭ | લીલા મકાઇનાં રાડાં | ૧૦–૦ | ૨–૫૨ | ૯–૧૭ |
| ૧૮ | સારૂં સુકું ઘાસ | ૮–૭૨ | ૦–૦ | ૨–૪૫ |
| ૧૯ | જુવારનું કડબ | ૮–૧ | ૨–૪૬ | ૩–૨૧ |
| ૨૦ | *ડાંગરના ફોતરાં | ૮–૧૨ | ૨–૧૯ | ૧–૭૮ |
| ૨૧ | ઘઉંનું પરાળ | ૮–૭૯ | ૧–૨૯ | ૩–૪૫ |
| ૨૨ | જવનું પરાળ કે છાલાં | ૧૫–૨૦ | ૧–૩૬ | ૪–૪૩ |
| ૨૩ | તુવરનાં છાલાં–ફોતરાં | ૮–૮૧ | ૪–૪૦ | ૧૧–૯૧ |
| ૨૪ | વાલનો ભૂકો | ૯–૯૨ | ૩–૭૨ | ૧૧–૩૭ |

## મુખ્ય મુખ્ય પદાર્થોમાં રહેલાં તત્ત્વોનું સરેરાશ બતાવનારો કોઠો

## Composition of India dry matter basis

| કાર્બોહાઇડ્રેટ (ચર્બી-વર્ધક) | ક્રુડ ફાઇબર (રેસા જેવો પદાર્થ) | ખનીજ લોઢું, ગંધક, પોટાસ વગેરે | સીલીકા રેતી વગેરે | શેરો |
|---|---|---|---|---|
| ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| ૭૨-૩૮ | ૧-૫૪ | ૧-૮૧ | ૦-૨૪ | |
| ૭૩-૫૨ | ૦-૭૮ | ૧-૭૩ | ૦-૩૫ | |
| ૭૮-૮૩ | ૦-૨૧ | ૦-૮૨ | ૦-૫૧ | |
| ૭૧-૦૮ | ૨ ૯૨ | ૨-૮૩ | ૨-૪૫ | |
| ૭૦-૦૬ | ૮-૪૭ | ૧-૩૪ | ૨-૯૫ | |
| ૬૮-૯૩ | ૨-૬૧ | ૨-૨૦ | ૦-૨૮ | |
| ૫૮-૫૨ | ૮-૪૨ | ૪-૫૯ | ૦-૩૮ | |
| ૬૧-૩૬ | ૫-૭૮ | ૩-૬૩ | ૦-૧૫ | |
| ૫૭-૯૪ | ૬-૪૦ | ૨-૯૫ | ૦-૨૦ | |
| ૪૮-૧૮ | ૮-૦ | ૩-૫૭ | ૦-૨૮ | |
| ૫૯-૯૯ | ૩-૮૧ | ૩-૫૪ | ૧-૦૨ | |
| ૨૨-૫૨ | ૨-૭૫ | ૦-૦ | ૦-૦ | |
| ૨૨-૭૫ | ૭-૦૯ | ૭-૧૪ | ૨-૪૧ | |
| ૩૧-૧૫ | ૧૯-૦૧ | ૩-૬૫ | ૦-૦૩ | |
| ૪૬-૬૭ | ૩૦-૮૩ | ૪-૬૦ | ૬-૨૨ | |
| ૪૭-૩૫ | ૧૪-૫૫ | ૧૦-૬૬ | ૦-૪૫ | |
| ૩૭-૭૬ | ૨૫-૫૫ | ૮-૨૪ | ૬-૯૨ | |
| ૪૫-૮૭ | ૧૪-૫૫ | ૧૦-૬૬ | ૦-૪૫ | |
| ૩૭-૭૬ | ૨૫-૫૫ | ૮-૧૪ | ૬-૪૨ | * ડાંગરનાં ફોતરાં ઢોરને ખવરાવવાથી નુકશાન થાય છે. શરીરમાંથી કેલ્સીઅમ જતું રહે છે. |
| ૪૦-૬૫ | ૩૦-૦૨ | ૧૬-૧૭ | ૦-૦ | |
| ૩૭-૩૩ | ૪૪-૯૯ | ૪-૧૬ | ૦-૦ | |
| ૮-૨૧ | ૬૬-૫૪ | ૪-૨૩ | ૦-૦ | |
| ૪૪-૬૭ | ૧૦-૨૩ | ૬-૧૧ | ૫-૦૬ | |
| ૪૩-૬૪ | ૧૬-૧૭ | ૧૧-૨૭ | ૨-૫૧ | |

હાલત, વગેરે બાબતો પર ખાસ ધ્યાન આપવું જોઇએ. જેમકે ઘોડા, ગાયો, ભેંસોની હોજરી જૂદી જૂદી જાતની હોય છે, તેમ તેમના ખોરાકમાં પણ ફેર છે. ગાયો, ભેંસોની હોજરી મોટી તીન હોવાથી તેઓ ઘણા ભાગે સૂકા ઘાસને મોટા પ્રમાણમાં પચાવી શકે છે. પરંતુ ઘોડા, ગધેડાં, ઘેટાં, બકરાં વગેરે ને તેમ ન હોવાથી, ઘણા ભાગે લીલો ચારો, ભૂકા જેવું નરમ ઘાસ, કે અનાજ વધારે જોઇએ.

જે જાનવર પાસેથી ઘણું સખ્ત મહેનતનું કામ લેવાનું હોય તેમને માંસવર્ધક ખોરાક વધારે જોઇએ. તેમ જ જેમની પાસેથી દૂધ મેળવવાની ઇચ્છા હોય, તેને પણ માંસવર્ધક ખોરાક તો જોઇએ, પણ દૂધ, ઘી, ના વધારા માટે ચરબીવર્ધક ખોરાક આપવો પડે છે. કારણ કે *Milk* is an emulsion of Fat. દૂધ અને ઘી એ બીજું કંઇ નહીં પરંતુ માંસ અને ચરબીનું સત્વ છે. તેમ જ જે પ્રાણી ફક્ત ચરબી માટે જ ઉછેરવાનું હોય તેને કેવળ ચરબીવર્ધક ખોરાક બસ છે. જે પ્રાણી ફક્ત માંસ માટે ઉછેરવાનું હોય તેને માંસવર્ધક ખોરાક પ્રમાણમાં વધુ અપાય છે અને બન્ને માટે ઉછેરવાનું હોય તો બન્ને જાતનો ખોરાક–ચરબીવર્ધક અને માંસવર્ધક–આપવાનો હોય છે.

ઉપર પ્રમાણે ખોરાકના તત્ત્વોનું અને કયા તત્ત્વો કયે પ્રસંગે આપવા તેવું કહ્યું–પણ હવે જુદાં જુદાં પશુઓને જુદી જુદી હાલતમાં કેવી જાતનો કેટલો ખોરાક આપવો તે સંબંધી કમાં માહિતી આપું છું, જે બધા શાન્તિથી સાંભળશો.

**ગાયના ખોરાક સંબંધી સમજ** :—ગાય, ભેંસ, વગેરે ને સાધારણ રીતે કેટલો ખોરાક આપવો, તે સંબધી સામાન્ય સમજણ ઉપર આપવામાં આવી. હવે તેઓ ગાભણાં હોય, વિયાવાની તૈયારીમાં હોય ત્યારે કેવા પ્રકારનો ખોરાક આપવો જોઇએ તે સંબંધી થોડુંક જાણવા જેવું છે, તે નીચે પ્રમાણે છે.

**ગાભણી ગાયનો ખોરાક** :—આપણા દેશમાં સારી સંભાળ તથા શાસ્રીય ખોરાક નીચે પળાયેલી ગાયો ત્રણ વર્ષની ઉમ્મરની થાય એટલે ગાભણી થવા માંડે છે અને વીશ વર્ષની ઉમ્મરની થાય ત્યાં સુધી વિયાય છે, જેનો અનુભવ આપણે જે ગાયો પાળે છે તે બધાને છે. મને તો છે જ કારણ કે મારો વિષય છે. એટલે માહિતી, અનુભવ બધું જ હોવું જોઇએ. પશુસંવર્ધન ખાતામાં કામ કરૂં છું. એટલે અતિશયોક્તિ નથી જ. મોટે ભાગે જોવામાં આવે છે કે ગાય ગાભણી હોય, પણ દૂધ દેવાનું બંધ કરે છે, એટલે દૂધ મળવાનો જે ખોરાક એટલે શરીર પોષણનો તથા શરીરની શક્તિના ઉપયોગનો પુષ્ટિકારક ખોરાક આપવાનો બંધ કરે છે, જે યોગ્ય નથી.

ગાભણી ગાયનું ટાઢ, તાપ, વરસાદ વગેરેથી બરાબર રક્ષણ કરવું જોઇએ અને પુષ્ટિકારક ખોરાક પ્રમાણમાં, નિદાન રોજનો બે રતલ જેટલો પણ આપવો જોઇએ.

ગર્ભાવસ્થાના પહેલા જ માસમાં તેને ઓછામાં ઓછો બશેર સીંગ અગર તલીનો ખોળ અને વીશ શેર સૂકું ઘાસ

ચાલુ રાખવું અને પ્રસવના દિવસો નજીક આવી પહોંચે ત્યારે ખોળ બમણો કરવો જોઈએ.

પ્રસવનો સમય નજીક આવી પહોંચે ત્યારે ગાયને સારા બંદોબસ્ત વાળી જગ્યા કે જ્યાં અતિશય ટાઢ, તાપ, પવન વગેરે ન નડે તેમ હોય ત્યાં રાખવી જોઈએ. તેમ જ અડચણ કરે તેવાં બીજાં ઢોર નજીક ન હોવાં જોઈએ.

પ્રસવના થોડા દિવસ અગાઉ અડધો રતલ બાફેલા જવ, ૧૫ તોલા ગોળ, સાત તોલા સરસીયું તેલ અને અધોળ મીઠું રોજ આપવું જોઈએ કે જેથી ઝાડો સાફ આવે અને દૂધનો પ્રવાહ વધે. વળી અર્ધો શેર કપાસીયા પણ એક ટોપલી ભુકા કે ખાણ સાથે મિશ્ર કરીને આપવા જોઈએ.

**પ્રસવ પછીનો ખોરાક**:—પ્રસવ પછી પાંચ દિવસ સુધી પ્રવાહી ખોરાક આપવો નહીં; પરંતુ ઘઉંનું પરાળ, ઘઉં, બાજરી, સુંઠ, તેલ, સુવા વગેરે ખોરાક આપવો. જો બની શકે તો વિયાયા પછી એક મહિના સુધી બશેર ઘઉંનું ભરડકું કે બાફેલા ચોખા, ૧૫ તોલા ગોળ, અને વાછરડું ધાવતાં વધેલું દૂધ દોહીને પાવું જોઈએ જેથી દૂધ દેવાની શક્તિ પૂરેપૂરી ખીલી આવે છે. મોટે ભાગે એકવીશમા દિવસે દૂધનો પ્રવાહ વધે છે અને તેથી તે દિવસે અગરતો એકાદ બે દિવસ આગળ પાછળ તેને ખીલો ફેર કરવો નહીં. કારણ કે ખીલો ફેર બાંધવાનો થાય ત્યારે તેને નવું નવું લાગવાથી શરીરને વધુ અકળામણ થાય છે અને પ્રવાહ વધવાના વેગને વાંધો આવે છે.

## ખોરાકનું પ્રમાણ :—

પ્રમાણ—દૂધ દેવાની શક્તિ અને દૂધના રોજના પ્રમાણ ઉપર અવલંબી રહે છે. શરીરના પોષણ માટે નિદાન ૨॥ રતલ મિશ્રણ ખાણ :—કપાસીયા બે ભાગ, ખોળ એક ભાગ, ગવાર એક ભાગ—ચુની અગર કોરમુ એક ભાગ અને ઘઉંનું ભુસું, તુવર, મગ, અડદ વગેરેનાં છાલાં સવડ પ્રમાણે ફક્ત—પ્રમાણનો જથ્થો મોટો કરવા પૂરતો જ એટલે બે રતલ સુધી હોય તો પણ ચાલે અને દર ત્રણ રતલ દૂધની પાછળ દોઢ રતલ મિશ્રણ ખાણ—શરીરના પોષણ માટે નિયત કરેલા ખોરાક ઉપરાંત આપવા સિદ્ધ કરેલું છે. ઉપર પ્રમાણે દૂઝણી ગાયનો ખોરાક ગોઠવવો એટલે ગાય ખરચાળ ગણાશે નહીં. તેમ જ દૂધમાં વધારો તેમ જ કસ જળવાઇ રહેશે.

## દૂધ અને માખણનું પ્રમાણ :—

દૂધ દેવાનું પ્રમાણ જેમ ઉમ્મર અને ખોરાક ઉપર રાખે છે તેવી જ રીતે તેની જાત, સ્વભાવ, પ્રસવ થયેથી મુદ્દત, ઋતુ, દોહવાનો સમય, રહેવાનું સ્થાન વગેરે ઉપર પણ આધાર રાખે છે. ગાય ઘણું કરીને પહેલા પ્રસવ વખતે જેટલું દૂધ આપે છે તેનાથી દોઢું બીજા અને ત્રીજા પ્રસવ વખતે આપે છે. ચોથા પ્રસવે સવાયું દૂધ થાય છે. પછીથી જેમ જેમ પ્રસવ વધતા જાય છે તેમ તેમ દૂધનું પ્રમાણ પણ ઘટતું જાય છે.

ચોમાસામાં જ્યારે લીલું ઘાસ ચરે છે, ત્યારે દૂધ પુષ્કળ દે છે, પરંતુ તેમાં માખણ ઘણું ઓછું ઉતરે છે. જે ગાયને કપાસીયા અને કઠોળનાં ફોતરાં અપાય છે તેનું માખણ ઘટ

હોય છે અને તેથી તે થોડું હોવા છતાં પણ તેમાંથી વધારે ઘી થાય છે.

તેલીયા ખોળ ખાનારી ગાયોનું માખણ નરમ હોય છે અને તેથી ઘીનું પ્રમાણ ઓછું હોય છે. દૂધનું પ્રમાણ સારૂં હોય છે.

કિશોરભાઇએ વધુમાં વડીલોને નીચે પ્રમાણે દૂધ અને માખણના જથ્થાને વધારનાર ખોરાક સૂચવ્યો કે આ ખોરાક જરૂરનો છે અને તે અનુભવ કર્યાથી ખાત્રી થશે, હાલમાં તો ગપ્પાં જેવું જ વડીલોને લાગશે.

(૧) બશેર જવ, એક શેર જુવાર અને પાંચ શેર દૂધ ભેગાં કરીને દરરોજ ચારા ઉપરાંત આપવાં.
(૨) ચણાના ફોતરાં વાળી બાફેલી દાળ બે રતલ સુધી,
(૩) બીજ કઠણ થઇ જતા પહેલાં કાપીને સીંગો સહીત ખવડાવવામાં આવતો લીલો ગવાર.
(૪) રાતનું બે વાગ્યાનું ઓસાળભર્યું ઘાસ, બીલાં કે બાફેલા બાવળના પરડા, સાયલોમાં સંઘરેલું ઘાસ મણ ૦॥ અને ઘઉંની કંટીઓનો ભૂકો શેર ૪.
(૫) છેવટે શાસ્ત્રીય રીતે ઉપર જણાવેલા ખોરાકનું પ્રમાણ બે તોલા મીઠા સાથે નિયમીત અપાય તો દૂધના વધારાનું તથા માખણનું ઘટ થવાનું તત્વ જરૂર જળવાય છે, તેવું અનુભવસિદ્ધ થયા બાદ વર્ણવું છું.

ખાસ કાળજી રાખવાની કે ગાયનું વાછરડું મરી જવાથી ગાય દૂધ આપતી તુર્ત બંધ પડી જાય છે. તે થવા ન પામે

તે માટે વાછરડું જીવતું હોય ત્યારથી જ ઢોરને એવી ટેવ પાડવી કે તેની નજર સામે વાછરડું લાવ્યા સિવાય જ પ્રથમ દોહવું અને છેવટે વાછરડું ધવરાવવું. આ ટેવ જન્મથી જ રાખવામાં આવે તો પાછળથી વાછરડાનું મરણ નીપજે તો પણ ગાય દૂધ આપતી બંધ થતી નથી.

## વાછરડાનો ખોરાક

કિશોરભાઈએ વડીલોને કહ્યું—મુરબ્બીઓ ! આપ તો સઘળું જાણો છો, છતાં થોડુંગણું આ સંબંધમાં વર્ણવું છું.

વાછરડું પાંચ છ માસનું થાય ત્યારે તેને દરરોજ સરાસરી ચાર શેર દૂધ ધાવવાને જોઈએ, પરંતુ એટલું બધું ધવડાવવાનું પોષાય નહીં. ફક્ત ગોપાલક જ એટલે રબારી—ભરવાડ જ પોતે સારો સાંઢ કરવા કે બળદની ઉત્તમ કિંમત મેળવવાની દૃષ્ટિથી વાછરડાને ધાવતો મૂકી દે છે. પણ ધંધાધારી, ગૃહસ્થ તેમને આ પોષાય નહીં. કારણ કે તેમની જરૂરીયાત રોજીંદા દૂધની હોય છે. માટે તે તો વાછરડાને ખવડાવવા તરફ ધ્યાન રાખે છે. એટલે તેની મા આગળ બાંધે છે અને થોડું દૂધ ધાવ્યું ન ધાવ્યું, ગાયે પટાનો મૂકયો કે તે વાછરડાને માના મોઢા આગળ ખીલે બાંધે છે. એટલે તે ઘાસ, ગાયનું મૂકેલું ખાણુ પોતાની મા ની સાથે ખાવાની શરૂઆત કરે છે. પરંતુ એવો ખોરાક વ્યાજબી રીતે કેવો અને કેટલો આપવો જોઇએ તેનો હિસાબ ગણીએ.

એક ઉછરતું વાછરડું કે જેના શરીરમાં માંસની નવી પેશીઓ અને હાડકાં બંધાતાં હોય છે, તે સારાં બંધાય તેટલા

માટે તેને જે ખોરાક આપવામાં આવે તે માંસવર્ધક અને શક્તિશોધક તત્વો વાળો હોવો જોઇએ. પ્રાણીને જે ખોરાક આપવામાં આવે છે તેમાંથી ચારથી આઠ ટકા જેટલું સત્વ શરીરમાં રહે છે અને બાકીનું છાણ, મૂત્ર મારફતે નિકળી જાય છે. પરંતુ જો માંસવર્ધક પદાર્થો ખવડાવવામાં આવે તો તેઓનો ઘણો ભાગ છાણવાટે નિકળી જતો નથી, પણ એક ભાગ છાણમાં જાય છે, બે ભાગ મૂત્રમાં જાય છે અને એક ભાગ શરીરમાં રહી પોષણ આપે છે.

આ હિસાબ જોતાં વાછરડાંના શરીરમાં નાઇટ્રોજન વાળો એટલે માંસવર્ધક ખોરાક જો આઠ શેર ઘાલવામાં આવે તો તેમાંથી લોહી, માંસ, ચરબી વગેરે થઇ એક શેર વજન વધે છે અને તેથી લગભગ એક વર્ષની ઉંમરે પહોંચેલાં વાછરડાંને દરરોજ એકથી બશેર જેટલો પુષ્ટિકારક ખોરાક આપવો જ જોઇએ, નહીં તો તે ગમે તેવી સારી ઓલાદનું હોય તો પણ એવા ખોરાક વિના સારૂં નિવડવાની આશા ત્યજવી જોઈએ.

## બળદનો ખોરાક

કામ કરતા બળદને દરરોજ ૦ાા થી ૦ાાા મણ સૂકું ઘાસ, એક શેર ખોળ અને દોઢ થી બશેર ગવારનો ખોરાક આપવો જોઇએ. જો લીલો ચારો પુષ્કળ લભ્ય હોય તો પૌષ્ટિક ખોરાક એનાથી ઓછો પણ નભી શકે. વળી બળદોને ગમે તેટલો ખોરાક આપવામાં આવતો હોય તો પણ એકી વખતે ચાર કલાકથી વધારે સમય સુધી તેઓની પાસે કામ લેવું નહીં. જો સવડ હોય તો એટલા વખત પછી બીજા બળદો બદલવા,

અગર તો તેમને સારી રીતે ખોરાક ખવડાવી વિશ્રાન્તિ આપી કામે લગાડવા

વડીલોએ કિશોરભાઈને ઘણી જ શાન્તિથી સાંભળી કહ્યું કે ભાઇ ! હવે થોડી ભેંસના ખોરાક માટે માહિતી આપે તો વધુ સારૂં કારણ કે ભેંસની પણ જરૂર છે. ગાય હજી રાખવા આપણે ટેવાયા નથી ત્યાં સુધી ભેંસ તો રાખવી પડશે.

કિશોરભાઈએ કહ્યું–વડીલો ! હું ભેંસ સંબંધી પણ થોડું-ઘણું જે જાણું છું, શિખ્યો છું તે કહું છું.

## ભેંસનો ખોરાક

સારા ખાનપાન અને દરકાર નીચે ઊછરેલી ભેંસો પણ ત્રણ વર્ષની ઉંમરે પહોંચ્યા બાદ ફળે છે અને ગાયની માફક નિયમીત રીતે વિયાય છે. મોટે ભાગે આઠથી નવ પાડાં આપ્યા બાદ ભેંસ ઉતરી જાય છે. ગાભણી ન થાય ત્યાં સુધી ગાયોની માફક દર ત્રણ ત્રણ અઠવાડીએ આળે આવે છે. પરંતુ ભેંસમાં આવેલી આળની ગરમી માત્ર થોડા કલાક સુધી જ રહે છે. માટે તે જેવી આળે આવે કે તરત જ પાડા પાસે લઈ જવી જોઇએ.

ભેંસ આળે આવે ત્યારે એવાં લક્ષણ થાય છે કે તે ચરવાનું છોડી દઈ વગડામાં આમતેમ દોડયા કરે છે અને ઢીલી પડી બેસી જાય છે. બરાડે છે અને આળે આવ્યાનું બરાડવું સહેજ ફેર પડતું સંભળાય છે. કારણ કે સાધારણ રોજીંદા કોઇ કોઇ પ્રસંગે બરાડે છે તે તદ્દન જુદું જ હોય છે.

એક વખત સારી રીતે ગાયને સાંઢનો સમાગમ થાય તો ગાય ઘણું કરીને ગાભણી રહે છે, પરંતુ ભેંસને બે કે ત્રણ વખત સારી રીતે પાડાનો સમાગમ થવો જોઇએ. ગાભણી ન થાય ત્યાં સુધી આળેઃ આવ્યા કરે છે.

ભેંસ કે ગાય આળે આવતી ન હોય તો તે જલદી લાવવા માટે તલીનાં પાનાં અને ફૂલ એ દરેક પાંચ તોલા અને એક તોલો ભીલામો, ઘીમાં શેકીને એકઠું કરી દરરોજ આપવું. આમ બે ત્રણ અઠવાડીયાં કરવું જોઇએ. ભેંસ માટે દર ૬૦ ભેંસે અગર ગાય માટે દર ૬૦ ગાયે એક વાલી પાડો ને સાંઢ હોવા જોઇએ. હાલ તો આ પ્રમાણે રાખવું શકય જ નથી. કારણ કે સારા પાડા તથા સાંઢ પ્રમાણમાં છે નહીં અને સારા પાડા કે સાંઢ થતા પહેલાં લોકો તેને ખસ્સી કરી વેચી કાઢે છે અને પાડાને માટે મહાજનનું ઢાર ખુલ્લું રાખ્યું છે, ત્યાં ખાઈ પીને જીંદગી પૂરી કરે છે.

રવી. ફરક માત્ર એટલો જ છે કે ગાયના કરતાં તેને ખોરાક પ્રમાણે આપવો પડે છે.

**દૂધનું પ્રમાણ** :—ગુજરાતમાં સારી ભેંસો મહેસાણા તરફની દરરોજ અઢારથી વીસ રતલ સુધી દૂધ આપે છે. આમાં વાછરડાએ ધાવેલા દૂધનો સમાવેશ થતો નથી અને સૌરાષ્ટ્રમાં એટલે કાઠિયાવાડમાં જાફરાબાદી ભેંસો દરરોજનું સવામણ સુધી દૂધ દે છે. જો કે આ પ્રમાણ દરેક ભેંસ માટે ગણાય નહીં. પણ સારા ચારામાં ચરનારી, સારી ઓલાદમાંથી ઉતરેલી, સારી દેખરેખ નીચે રહેતી ભેંસોનું દૂધ ઉપર પ્રમાણે દરરોજનું હોય છે.

સુરતી અગર ચરોતરી ભેંસના દૂધનું પ્રમાણ સરેરાશ બારશેર અને કાંકરેજી ગાયનું સરેરાશ દશ શેરનું આવે છે. સરેરાશ ઉપર પ્રમાણે રોજનું દૂધ લેવા માટે શાસ્ત્રીય રીતે ઠરાવેલો ખોરાક અને સતત દેખરેખની જરૂર હોય છે.

ઉપર પ્રમાણે ઢોરના ખોરાક સંબંધી માહિતી આપી તે પ્રમાણે ઢોરને ખોરાક અપાય તો ઢોર સારાં રહે અને દૂધ ઘીનો પુરવઠો જળવાય. જે કાંઇ ખોરાક તરીકે વાપરવું તે સાફ કરીને વાપરવું. કારણ કે જો ખોરાકમાં રેતીનો ભેગ જાય તો તે આંતરડાંમાં એકઠી થઇ તેના લદા બંધાઈ જાય છે અને તેથી સોજો, શૂળ, ઝાડો, મરડો, વગેરે ઉત્પન્ન થાય છે. ખોરાક ગંધાતો ન હોય પણ તાજો અને સારી વાસવાળો હોવો જોઇએ, એ પણ ભૂલી જવું ન જોઇએ.

## (૪) પશુવેચાણ—Marketing.

કિશોરભાઈએ બીજે દિવસે સાંજે ગામચોરે આવેલા વડીલો, બન્ધુઓને જણાવ્યું કે વડીલો ! પશુસુધારણાનો આ છેવટનો ચોથો મુદ્દો છે. જે વિષે જાણવાનું તો ઘણું છે પણ હજી આ મુદ્દા પ્રમાણે આપણા ભાગમાં પશુવેચાણપદ્ધતિ થતી નથી પણ તે પદ્ધતિ રીતસરની થવાની જરૂર છે એટલે તેનું રહસ્ય ટૂંકમાં અત્રે સંબોધું છું તે શાન્તિથી સાંભળશો તેવી આશા સેવું છું.

પશ્ચિમના દેશોમાં પશુનું વેચાણ પદ્ધતિસર છે. જેથી લાયક ઢોરને પૂરેપૂરી કિંમત મળે છે અને માલિકને સારો ફાયદો રહે છે.

ત્યાં તો સહકારી વેચાણસમિતિ દ્વારા કામકાજ ચાલે છે. તે જ પ્રમાણે આપણે ત્યાં પશુવેચાણની પદ્ધતિ દાખલ કરવા સરકારનો પૂરેપૂરો પ્રયત્ન છે. પણ આપણો પૂરેપૂરો સાથ નહિ અપાય તો તેનો અમલ થતાં વર્ષો જશે. માટે આ પદ્ધતિ નિષ્ણાતો તરફથી જ્યારે સૂચવવામાં આવે ત્યારે તે પ્રમાણે બંધારણ કરીએ તો તેનો જલ્દી ઉકેલ થશે અને છેવટે ઢોરના માલિકને ફાયદો રહેશે.

આપણે ત્યાં પશુવેચાણની હાલની પદ્ધત તો શહેરોમાં જ્યાં જ્યાં ઢોરનાં બજાર ભરાય છે ત્યાં ઢોર વેચનાર જાય છે. ખરીદનાર ઢોર જૂએ છે અને પસંદ કરે છે એટલે દલાલો દ્વારા સોદો થાય છે. હવે દલાલ પોતાની દલાલી સમય પ્રમાણે રાખી સોદો પતાવે છે. જેમાં ખરીદનારને અને વેચનારને બન્નેને ધોકો રહે છે.

ગુજરાતમાં—વડોદરા શહેરમાં દર શુક્રવારે, અમદાવાદમાં દર શુક્રવારે, પાટણમાં દરરોજ પશુવેચાણનાં બજાર ભરાય છે. તેમાં ઉપર પ્રમાણે સોદાનો વહીવટ પ્રચલિત છે. વળી કેટલે ઠેકાણે વાર્ષિક, છ માસિક ઢોરનો મેળો કોઈ ઠરેલા પવિત્ર દિવસના રોજ અનાદી કાળથી ભરાય છે. જેમકે સિદ્ધપુરમાં કાર્તિક સુદી પૂનમ, બહુચરાજીમાં ચૈત્ર સુદી પૂનમ તથા વાવ-થરાદ તાલુકામાં ધરણીધર ગામે મોટો ગંજાવર ઢોરનો મેળો દર વર્ષે બે વખત ફાગણ સુદી એકાદશીથી પૂર્ણિમા સુધી તથા જેઠ સુદી અગીયારસથી પૂનમ સુધી મેળો રહે છે. ત્યાં ઉત્તમ કાંકરેજી બળદની જોડો લગભગ પાંચ હજાર સુધી, ઊંટ લગભગ ૫૦૦ સુધી, દર સાલે આવે છે. હવે આવા બધા જ સ્થળે વ્યવસ્થિત બજાર થવાની જરૂર છે. સહકારી ઢોરવેચાણ-મંડળી દ્વારા જો કામ થાય તો જરૂર બન્ને પક્ષને મોટો ફાયદો રહે છે. સરકાર તરફથી ઢોરમેળાને ઉત્તેજન આપવા ધરણીધર મુકામે સારા ઢોરની હરીફાઇ થાય છે. તેની સમિતિ દ્વારા પરિક્ષા થાય છે અને છેવટે હરીફાઈમાં ચૂંટાઇ આવેલા ઢોરને ઇનામ રોકડ નહીં પણ ઉપયોગી વાસણનું ઇનામની રકમ જેટલી કિંમતનું ઇનામ તરીકે અપાય છે.

છેવટે ગયા જેઠ માસમાં ચાલુ સાલે એટલે ૧૯૫૧ ની સાલમાં લગભગ ૭૦૦૦ સાત હજાર ઢોર ભેગાં થયેલાં જ્યાં ઇનામની હરીફાઇ થયેલી. ઢોર પસંદ કરવાનો વર્તુલ રાખેલો. પસંદગી થઇ રહી છે, જેમાં પહેલે નંબરે આવેલી ગાયનું દશ્ય આ ચિત્ર બતાવું છું તે જુઓ આકૃતિ નંબર-૩ માં



આકૃતિ-૩

બનાસકાંઠા જીલ્લાના થરાદ તાલુકામાં ધરણીધર ગામે સંવત ૨૦૦૭ ના જેઠ સુદી એકાદશીથી પુર્ણિમાં

કેવી સુંદર રૂપાળી ગાય જણાય છે? પાછળ ઢોર હરીફાઇમાં આવેલાં તેની પરીક્ષા વર્તુલમાં થાય છે. મેળામાં આવેલા લોકો રસ લઇ જોઇ રહ્યા છે. ખરેખર સુંદર આકૃતિ છે. હવે આ સ્થળે પદ્ધતસર વેચાણમંડળ થાય તો આપણે ઘર બેઠાં કિંમત જાણી શકીયે. કારણ કે સહકારી પશુવેચાણ મંડળ થાય એટલે કયા ઇસમનાં કયી કયી જાતનાં ઢોર, તેનું પેઢીનામું પણ સાથે રાખી, કિંમત સાથે જાહેરાતમાં બહાર પડે. એટલે કિંમત જાણી, ઢોરની જાત જાણી, માલિકનું નામ જાણ્યું અને સ્થળ જાણ્યું એટલે રહ્યું શું ? ફકત આપણો જાણકાર એક માણસ ત્યાં જાય અને જરૂર પડે તેટલાં ઢોર આપણી માંગણી પ્રમાણે ખરીદ કરી લે. પછી મંડળ દ્વારા ઢોર લાવવાનો પરવાનો લાગુ હોય તો પરવાનો આપે, રેલ્વેમાં લાવવાની ગોઠવણ કરે અને ચોરી થવાનો તો ભય રહે નહીં. સરકારનો બંદોબસ્ત પાકો જ રહે છે. સહકારી મંડળી ધ્યાન આપી સુરક્ષિત રીતે માલિકને ઢોર પહોંચતાં કરવાની પાકી ગોઠવણ કરે છે.

હાલ ગુજરાતમાં વડોદરા મુકામે દર શુક્રવારે, અમદાવાદમાં દર શુક્રવારે, પાટણમાં દરરોજ ઢોરવેચાણનું બજાર ચાલે છે તે તમામ ભાગમાં માલુમ છે એટલે ઢોર ખરીદનાર અને વેચનાર આ બજારમાં લાંબે પલ્લેથી આવે છે. જેમાં વેચાણ માટે કોઇ-પણ જાતની પદ્ધતિ દાખલ થયેલી નથી. એટલે લાંબા વખતથી જે દલાલો-સાધારણ ભણેલા-તે દલાલી લઇ કામ ચલાવે છે. દલાલો પોતાને ઘેર ઢોર બાંધવાના વાડાઓ રાખે છે. તેમના તરફથી ગમે તેવી રહેણીકરણીના પેટા દલાલો તે દિવસે જે કાંઇ રકમ ઉપજે તેમાંથી રૂપિયા પાંચ સુધી રકમ લેવાનું

નકકી કરી બજારમાં ફરે છે. ગામડાના આપણા લોકો શહેરમાં જાય એટલે પહેલો ડર કાયદાનો લાગે. એટલે આ પેટા દલાલો ગામડામાંથી આવેલા ઢોર વેચનાર તથા ખરીદનારને ઊલટું-સુલટું સમજાવી કાયદાની ધમકી બતાવી, થોડું પટાવીને દલાલના વાડે ઢોર બાંધવાના બહાને લઈ જાય છે. એટલે ગામડામાંથી આવેલું ઢોર તથા તેનો માલિક થાકીને લોટ જેવો તો થઈ ગયો હોય એટલે દલાલ સાહેબ પાનબીડી, ચહા, ખાવાપીવાની પૂરેપૂરી જોગવાઈ તે ભાઈ માટે તથા ઢોર માટે ચારો, પાણી તો આપે છે. પણ કહેવત છે કે **"ભેંસનાં શીંગડાં ભેંસને જ ભારે."** દલાલ સાહેબ બરાબર જાણે છે કે આપણો ખર્ચ થશે પણ એવડી રકમ મેળવીશું. ગામડાનો માણસ તો થાકેલો હોય એટલે આવી સગવડ જોઈ આનંદથી રહે છે. હવે બજારમાં જાય છે, ઢોર આ દલાલ મારફતે વેચાય છે. એટલે ઘેર જઈ ગામડાના માણસની બરાબર હજામત દલાલ સાહેબ કરે છે. બધા જ હિસાબનો બરાબર બેવડો આંકડો કરી, ઢોરની વેચાણ કિંમત તો દલાલ સાહેબના કબજામાં હોય છે, તેમાંથી કાપી લઈ ગામડાવાળા ભાઈને બાકીની રકમ આપે છે. એટલે તે ભાઈને જો રૂપિયા સો મળવાના હોય તો બરાબર રૂપિયા ૭૫) પંચોતેર આપે છે. એટલે પચીસ ટકા જેટલી દલાલી, ઇતર તમામ ખર્ચ માટે કપાઈ જાય છે. હવે બક્ષિસ તો બાકી રહી. એટલે દલાલ સાહેબ પેલા ભાઈને પોતાની ઢોર વેચવાની કુનેહ, ચતુરાઈની મોટી મોટી બડાઈ મારે છે. અરે ! જો હું દલાલ તરીકે ન હોત તો બીજો દલાલ તને બરાબર નુકસાનમાં મૂકત. વળી સરકારી કાયદા તો એવા અવળા છે કે, તારે ઢોર મૂકીને જ

જવું પડત. વડોદરાના પાંજરાપોળ—મહાજનવાળા વેચનારનું અને લેનારનું નામ લખે છે. નામ લખાયું એટલે તને બીજું લફરૂં આવત.

ખરો મહાજનનો ઉદ્દેશ તો ઢોર કસાઇ ખાને જાય નહિ તેમ જ ચોરીનો માલ હોય નહિ તેટલા માટે સેવાભાવથી કામ કરે છે. સરકારના કાયદા લોકની સગવડ માટે છે. પણ ગામડાના માણસને સાચી હકીકત ન કહેતાં ઊલટું જ સમજાવી રૂપિયા પાંચ સુધી સેંકડે બક્ષિસ લે છે. એટલે ગામડાનો અજાણ્યો માણસ રૂપિયા સો ને બદલે સિત્તેર રૂપિયા લઇને ઘેર જાય છે. તેવું જ ખરીદ કરનાર પાસે ઉચ્ચક રકમ સેંકડે રૂપિયા દશ સુધી લઇ નાંખે છે. એટલે દલાલને એક ઢોર પાછળ દર સેંકડે ૩૦ થી ૪૦ ટકા સુધીની રકમ મળે છે. જેમાંથી તેને પોતાના રોકેલા મારફતીયાને રૂપિયા પાંચ ઉચ્ચક રકમ, તથા ઢોર અને ઢોરના માલિકને ખાવાપીવાનો ખર્ચ દિન બે ના રૂપિયા દશ સુધી હાલની મોંઘવારી જોતાં ગણીયે તો દલાલને એક ઢોર પાછળ રૂપિયા પંદર ખર્ચ થાય છે. હવે દર સેંકડે ઓછામાં ઓછા રૂપિયા પચીસ દલાલી ગણીએ તો પણ તેને રૂપિયા દશ, દર સેંકડે બચે છે. જુઓ આ કેવો સુંદર ધંધો? એક ઢોર પાછળ દર સેંકડે રૂપિયા દશ દલાલને મળે છે. મારા શિક્ષક તો આજ-કાલ પંદર વર્ષથી શુક્રવાર બજાર જોવા જાય છે અને તેમણે આ બધો અભ્યાસ કરી મને પાઠમાં જણાવેલું. હવે ઢોર વેચનારને આ આંધળી ખોટ જણાતી નથી. તેમ જ તે બીજી પોતાની રહેવાની, ઢોરને રાખવાની તથા તેમના ખાનપાનની સગવડના અભાવે તે દલાલ ઉપર અવલંબી રહે છે. ખરેખર આ સડો કયારે

જાય ? સરકારે ખેતી પેદાશ વેચણનો ધારો રાખેલો છે. તેને આપણે માંગી લઈએ તો આ બધું જ દૂર થાય. પણ આ ધારો લાગુ કરવાની જ્યાં વાત જનતા આગળ આવે છે એટલે ઉહાપોહ કરી જણાવે છે કે સરકાર તો વેપાર કરી નફો ખોળવાનું સ્થાન ઊભું કરે છે. કારણ કે ધારો છે એટલે તેમાં વ્યવસ્થિત વેરાની રકમ રાખેલી જ હોય. ધારો દાખલ થાય એટલે ઢોરના માલિકને તમામ પ્રકારની પોતાને તથા પોતાના ઢોરને રાખવાની તે બન્નેના ખાવાપીવાની, ઢોરને પાણી પીવાની બજારની જગ્યા સુંદર સગવડવાળી, બાંધેલી દીવાબત્તીની, રેલ્વે માર્ગે લઈ જવાની, નાણાં ધીરવાની, ઢોરની ચોરી થાય નહિ તે માટે બંદોબસ્તની, ઢોરના બજારની જગ્યા નિયમીત સ્વચ્છ વખતોવખત થાય તે તમામ ઇતર વ્યવસ્થા કરવાની હોય છે. હવે આ ને માટે જે ખર્ચ થાય તે શામાંથી મેળવવો ? જો સરકાર આ બધી જ રકમ ઢોર-બજારની સગવડ માટે ખર્ચે અને વેરો હોય નહિ તો તે ખર્ચ ક્યાંથી આવી શકશે ? આપણા ખાતર જ આપણી તથા આપણા ઢોરની પૂરેપૂરી સગવડ રહે અને તેને માટે જે ખર્ચ થાય તે નજીવી રકમ જેવો વેરો રાખી નિભાવણી થાય. વેરામાંથી જે રકમ ખર્ચ કરતાં બચે તે ઢોરના પાકા વાડા, પાણી પીવાના હવાડા, આપણને રહેવાના ઓરડા, જમવા ખાવાના ભોજનાલયો, ચહાપાણી માટે ચહાગૃહ, અજવાળા માટે બત્તીઓ વગેરે જે જે જરૂરી વસ્તુ હોય છે તે પૂરી પાડવામાં જ વાપરવાની હોય છે. એ કંઈ સરકારી તિજોરીમાં [illegible] કરવાની નથી. જુઓ પ્રથમ ધારો દાખલ થાય, વ્યવસ્થિત ઢોરવેચાણ બજારનું બંધારણીય રીતે વેચાણ શરૂ થાય એટલે

બે વર્ષ નિદાન વેરાની આવેલી રકમ જમા થવાથી સારી મોટી રકમ થાય એટલે તેમાંથી ઉપરની તમામ સગવડો આપોઆપ ત્રીજા વર્ષથી શરૂ થાય તો બીજા સાત વર્ષમાં પશ્ચિમના દેશના બજારોને ઘડીભર ટક્કર મારે તેમાં જરા પણ અતિશયોક્તિ નથી. વેરાની આવકનો સહેજ અંદાજ વડોદરાના શુક્રવારના બજારનો હું આપને બતાવું તો તમને ખાતરી થશે કે આ આવકથી આપણે ઢોરની તથા તેમના માલિક માટે શું શું સવડ ન કરી શકીએ ? આ વહીવટ તો આપણો જ રહે છે. સરકારના તો આ કામના નિષ્ણાતો વગર લવાજમે આપણને વખતોવખત માર્ગદર્શક તરીકે રહી ઢોરબજારની ખીલવણીમાં પૂરો ભાગ આપે છે. આપણામાંથી સારા અનુભવી ભલે બહુ ઉત્તમ ભણતર ન હોય પણ સારા વ્યવહારકુશળ, ઢોર પ્રત્યે પ્રેમ ધરાવનાર, હિસાબી કામના જાણકાર શોધી કાઢી, સરકારના ઢોરબજારનું બંધારણ કરનાર નિષ્ણાતોની સલાહ સૂચન મુજબ એક સમિતિ નિમવી અને એ સમિતિએ હાલના મોંઘવારીનો સમય જોઈ વેરાની રકમ ઘડવી. નીચે મુજબ રકમ આપણે અંદાજે મૂકીએ જો તે આપણને બધાને ફાવે તો પછી આવા બંધારણની માગણી કરવા આપણે નિષ્ણાતો પાસે પહોંચીશું તો જ આપણો ઉદય છે.

વડોદરાના શુક્રવારના બજારમાં માનો કે એક વર્ષમાં ૫૦૦૦૦ ઢોર વેચાવા માટે આવ્યાં. હવે તેમની ઉપર નીચે પ્રમાણે વેરો ઓછામાંઓછો સમયને અનુસરી નાંખીયે તો કેટલું ઉત્પન્ન થાય છે તે જુઓ.

| | હાલની લાગત | બંધારણ કર્યા પછી નાંખવાની લાગત |
|---|---|---|
| (૧) ઢોરબજારની દાખલ લાગત વેરો | નથી | ૦–૪–૦ એક ઢોર દીઠ |
| (૨) દલાલના ઢોરના વાડાનું (ઢોર રાખવાનું) ભાડું | રૂપિયા ૩ ઢોર દીઠ | ૧–૦–૦ એક ઢોર દીઠ |
| (૩) ઢોર દીઠ દલાલી બન્ને પક્ષની | રૂપિયા ૨૦ ઢોર દીઠ બન્ને પક્ષની | ૧–૦–૦ બન્ને પક્ષના |

ઉપર પ્રમાણે કોઠો તપાસીએ અને બંધારણ મુજબ ઢોર-બજાર ચાલે તો માલિકને રૂપિયા ૨૦) બચત થાય છે. બંધારણ નીચે ઢોરબજાર ચાલે તો ઢોરસમિતિ વાર્ષિક આવકનો અંદાજ પચાસ હજાર ઢોર એક સાલમાં ઢોરબજારમાં આવે તો નીચે પ્રમાણે આવે છે :—

| | દર ઢોર દીઠ | કુલ વાર્ષિક રકમ ૫૦૦૦૦ ઢોરનું લવાજમ |
|---|---|---|
| (૧) ઢોર બજારમાં આવેલા ઢોરની દાખલ-લવાજમ | ૦–૪–૦ પ્રમાણે | ૧૨,૫૦૦ |
| (૨) ઢોર ખરીદનાર પાસેથી નોંધણી તેના નામ માટેનું લવાજમ | ૧–૦–૦ પ્રત્યેક ખરીદનાર પાસેથી | ૫૦,૦૦૦ |

| | | |
|---|---|---|
| (૩) દલાલના પરવાનાની | ૧૦૦-૦-૦ | ૫૦૦૦ |
| (અ) લાગત | પ્રત્યેક દલાલ | પચાસ દલાલના |
| (૫૦ દલાલ રાખ્યા) | પાસેથી | |
| (બ) પેટા દલાલ એટલે | | |
| આરકુતિયાના પરવાનાની | | |
| લાગત લેવા-૨૫ પેટા | | |
| દલાલ નું લવાજમ | ૫૦-૦-૦ પ્રમાણે | ૧૨૫૦ |
| (૪) ઢોર રાખવાના વાડાનો | | |
| પરવાનો ધરાવનારે આપ- | ૧૦૦-૦-૦ | |
| વાની લાગત લેવા | પ્રમાણે દર | |
| ૨૦ વાડા | વાડા દીઠ | ૨૦૦૦ |
| (૫) ઢોરના વાડામાં રાખેલા | | |
| નોકરોનો પરવાનો- | ૫-૦-૦ | |
| લાગત, ૨૦ વાડા માટે | દર નોકર દીઠ | |
| ૧૦૦ માણસો | | ૫૦૦ |
| (૬) ઢોરણખતરનું ખાતર ૫૦૦૦૦ | - | |
| ઢોરનું | | ૫૦૦૦ |
| | | ૭૬૨૫૦ |

## અંદાજી ખર્ચ

| મહેકમ | પગાર | મોંઘવારી માસિક | કુલ વાર્ષિક રકમ |
|---|---|---|---|
| (अ) મંત્રી ૧ | ૨૨૦ થી ૬૫૦ સુધી | ૬૦ | ૩૩૬૦ |
| મુખ્ય કારકુન ૧ | ૧૦૦] | ૫૦ | ૧૮૦૦ |
| કારકુન ૪ | ૮૦] | ૪૦ | ૫૭૬૦ |
| નિરિક્ષકો | ૮૦] | ૪૦ | ૫૭૬૦ |
| સિપાઈ ૪ | ૩૫] | ૩૫ | ૩૩૯૦ |
| દ્વારપાળ ૪ | ૩૫] | ૩૫ | ૩૩૯૦ |
| ઝાડુ કાઢનાર ૮ | ૨૦] | ૩૫ | ૮૪૦૦ |
| ચોકીદાર ૮ | ૨૫] | ૩૫ | ૫૨૮૦ |
| | | કુલ રકમ | ૩૭૩૪૦ |

(ब) ભથ્થું ભાડું ૩૬૦

(क) કિરકોલ ખર્ચ

મકાન ભાડું

પાણી તથા બત્તી

સાદીલવાર

શીલકી સામાન

પરચુરણ ખર્ચ ૩૦૦૦

) ઇતર આકસ્મિક ખર્ચ ૧૩૦૦

કુલ ખર્ચ ૪૨૦૦૦

| | રૂ. આ. પા. |
|---|---|
| અંદાજી આવક ઢોરબજારની | ૭૬૨૫૦-૦-૦ |
| અંદાજી ખર્ચ ઢોરબજારને લગતો | ૪૨૦૦૦-૦-૦ |
| બચત રકમ | ૩૪૨૫૦-૦-૦ |

ઉપર જણાવેલા અંદાજી ઢોરબજારની આવક તથા ખર્ચનો કોઠો જોતાં પ્રત્યક્ષ સમિતિને રૂપિયા ચોત્રીશ હજાર દર વર્ષે બચત રહે છે. જેમાં સમિતિ પોતાની ઓફીસ તથા ઢોરને પાણી પીવાનો હવાડો ઘણી ખુશીથી બચત રકમમાંથી બાંધે તેમાં જરા પણ શક નથી.

ઉપર જે મહેકમ મૂક્યું છે તે એક લાખ ઢોરની હેરફેર બંધારણથી ચાલતા ઢોરબજાર માટે પૂરતું છે. હજી આવકમાં ભોજનાલય, ચહાગૃહ ઇતર વસ્તુની દુકાનો ઢોરબજારના મેદાનમાં રખાય તેની પરવાનાની રકમની આવક તથા ઘોડા, બકરાં, મરઘડાં વગેરે ઇતર જાનવરો અને પક્ષીઓ ગણ્યાં નથી.

ખરેખર, બંધારણથી ઢોરબજાર ચાલુ થાય તો પૂરેપૂરી વ્યવસ્થા સચવાય ઢોર ખરીદનાર તથા વેચનાર બન્ને દલાલોના ભોગ થઇ નીચોવાઈ જાય છે તે તુર્ત જ અટકે તેવી યોજના છે. સરકારે રાખેલા નિષ્ણાતો, ઢોરબજાર બંધારણથી ચાલે તેની બનતી કોશીશ કરી રહ્યા છે. હવે આપણો સાથ જ બાકી છે.

માર્ચ ૧૯૫૧ ની સાલ આખરે પંચાવન ગામડાંમાં ત્યાશી વાછી કાંકરેજ તથા ગીર સાંઢની સંખ્યા છે.

(ચં) સાંઢની પૂરેપૂરી કિંમત ખરીદનારે ભરેલી પણ માસિક ખોરાકીની રકમ નહીં લેનારની સંખ્યા સાલ આખરે ચાલીસ ગામડાંમાં ચાલીસ સાંઢની છે.

(क) સાંઢની અડધી કિંમત ખરીદ કરનાર અને અડધી કિંમત સરકાર મદદથી–એટલે અડધી સરકાર મદદની રકમ રૂા. ૩૫૦)–થી વધુ નહીં તે યત્તાના સાંઢની સંખ્યા એકવીસ ઓગણીસ ગામડાંમાં છે. આ અડધી મદદ સાંઢ ખરીદ કરનાર સરકાર તરફથી મેળવે છે તેને ભરણપોષણની રકમ અપાતી નથી.

(ख) રબારી, ભરવાડ લોકો કે જે ઢોર પાળનાર કોમમાં ગણાય છે તેમને ખાસ મદદમાં સરકાર સાંઢની કિંમત ૩/૪ એટલે પોણા ભાગની અને બાકીની ૧/૪ એટલે ચોથા ભાગની કિંમત ઢોરના માલિકે ભરવાની હોય છે તેવી રીતે રબારી, ભરવાડને અપાયેલા સાંઢની સંખ્યા ૮૦ એંસી, ૬૯ ગામડાંમાં છે. આમ જાનેવારીથી જુન માસ સુધી છ માસની માસિક રૂપિયા બાર પ્રમાણે સાંઢને ભરણ-પોષણની મદદ સરકાર આપે છે.

(ગ) ઢોરઉછેર અને સંવર્ધન કેન્દ્ર યોજના છે જેમાં ખાસ મદદ તરીકે, પાંચ માઇલના વિસ્તારમાં પાંચ ગામ પસંદ કરવાં અને દરેક પસંદ કરેલા ગામમાં દશ ઓલાદવાળી ગાયો ખેડૂતો પોતાને ખર્ચે ખરીદ કરે, જેમાં દર ગાય દીઠ ગાયની કિંમતની અડધી રકમ, પણ રૂપિયા સો કરતાં વધુ નહીં તે યત્તાથી ખેડૂતને ગાય ખરીદીની કિંમતમાં અડધી કિંમતની મદદ અપાય છે. એટલે પાંચ ગામમાં ૫૦ ગાયો થાય. દરેક ગામે એક વાલીસાંઢ જેની અડધી કિંમત સરકાર તરફથી અને અડધી ખેડૂતો એટલે ગાયો રાખનાર ભાઈઓ પાસેથી લઈ અપાય છે તેવા સાંઢ ૩૬, ૩૫ ગામોમાં જ્યાં આ યોજનાનો લાભ લેવાયો છે તે ગામડામાં છે. આ યોજનામાં અપાયેલા સાંઢને માસિક રૂા. ૧૨ પ્રમાણે ભરણપોષણની રકમ અપાય છે.

(ઘ) પાંજરાપોળ–ગૌશાળાની ખીલવણી માટે યોજના ગુજરાતની પાંચ પાંજરાપોળોએ શરૂ કરી છે. પહેલે વર્ષે સુરત અને અમદાવાદ, બીજે વર્ષે ઉંઝા, ઓચાસણ અને હાલોલ મળી બે વર્ષમાં પાંચ પાંજરાપોળ-ગૌશાળા યોજનામાં આવી છે. જેમાં સરકાર તરફથી સારી ઓલાદની દશ ગાયો અને એક સાંઢ

વિના મૂલ્યે એટલે સરકાર ખર્ચે મૂકાયો છે અને તેટલી જ ગાયો સંસ્થાએ મૂકી છે. તે પાંચે પાંજરાપોળમાં સરકારની પૂરી કિંમતે કાંકરેજી સાંઢ મૂકાયા છે.

(च) જીલ્લાના ગ્રામવિકાસ મંડળની મદદથી સાંઢની પૂરેપૂરી કિંમત ભરી ગામડામાં અપાયાછે. તેવા સાંઢ ભરૂચ જીલ્લામાં છ ગામે સાલ આખરે છની સંખ્યામાં છે. જેમને સરકારની યોજનામાં માસિક રૂપિયા ૧૨ પ્રમાણે ભરણપોષણની રકમ મળે છે.

(છ) જીલ્લાના ઢોરઉછેર માટે નિયત કરેલા નિધિમાંથી ભરૂચ જીલ્લામાં આઠ ગામોમાં પૂરેપૂરી રકમ સાંઢની ખર્ચી ખેડૂતોને અપાયા છે જે આઠ ગામોમાં આઠ સાંઢ આ નિધિની રકમમાંથી અપાયા છે, જેમને માસિક રૂપિયા ૧૨ ભરણ પોષણ માટેની રકમ સરકારની યોજનામાંથી અપાય છે. ટૂંકમાં સારાંશ એ છે કે ગુજરાતના દશ જીલ્લા છે; સુરત, ભરૂચ, વડોદરા, પંચમહાલ, ખેડા, અમદાવાદ, સાબરકાંઠા બનાસકાંઠા, મહેસાણા અને છેવટને અમરેલી. તે તમામ દશ જીલ્લાનાં

## (૨) કિંમતમાં મદદથી અપાતી સારી ઓલાદની ગાયોની યોજના :—

ધંધુકા તાલુકામાં ગીર ગાયો છે, ત્યાં ઢોરસંવર્ધનની ખીલવણી માટે નવ ગામોમાં ચોપન ગાયો સરકારની અડધી કિંમતની મદદની છે. તે ઉપરાંત કાંકરેજ ગાયો પણ સરકારની, ગ્રામવિકાસ મંડળની મદદથી ૮૩ ગામોમાં આઠસોપંદર સાલ આખરે એટલે માર્ચ ૧૯૫૧ આખરે છે.

### ઢોરસંવર્ધન અને ઉછેર :

આ યોજના હેઠળ અમદાવાદ જીલ્લામાં ચાર કેન્દ્ર, સુરત જીલ્લામાં પાંચ કેન્દ્ર, ભરૂચ જીલ્લામાં ચાર કેન્દ્ર અને ખેડા જીલ્લામાં એક કેન્દ્ર એટલે ગુજરાતમાં આવાં ૧૪ કેન્દ્રો છે તેમાં સાલ આખરે એટલે માર્ચ ૧૯૫૧ની આખરે ૫૩૮ ગાયો, ૩૭ વાલીસાંઢ અને તેનાથી થયેલી ઓલાદમાં ૩૩૫ વાછરડા, ૩૬૩ વાછરડીઓની સંખ્યા છે. આ આંકડા જોતાં ઢોરસુધારણાનું કામ ધીમે ધીમે ખેડુતોએ હાથ લેવા માંડયું છે.

## (૩) લીલો ચારો સંઘરી રાખી ઉપયોગમાં લેવાની યોજના

લીલો ચારો સંઘરવા સંબંધી આપણે પ્રથમના પ્રકરણમાં બરાબર સમજ્યા છીએ. તે વખતે તમને તાજુબી લાગેલી પણ આ તાજુબી નથી. કારણ કે સરકાર પાકો કુવો-લીલું ઘાસ

સંઘરવા માટે રૂા. ૪૦૦) ની તથા કાચો ખાડો-લીલું ઘાસ સંઘરવા માટે રૂા. ૧૫૦) ની મદદ આપે છે. આ યોજનાનો લાભ સારો લેવાયો છે. લગભગ માર્ચ ૧૯૫૧ ની આખરે ગુજરાતમાં સરકાર મદદથી આ યોજના હેઠળ ૧૯ ઓગણીસ પાકા કૂવા (Silo-Pits pacca) ૧૭ સત્તર કાચા કૂવા (Kaccha Silo-pits) થઈ ચૂકયા છે અને જેનો લાભ જેમની પાસે આવા કૂવા-ખાડા છે તે બરાબર ઉઠાવે છે. પાંચ વર્ષ સુધી સતત ભરવા તેવી શરતથી આ રકમ મદદમાં અપાય છે.

## (૪) ઢોર પ્રદર્શન

ગામડાંમાં સારી ઓલાદના સાંઢ તથા ગાયો અપાઈ છે તેનાથી કેવા પ્રકારની સુધારણા ઢોરની ઓલાદમાં તરી આવી છે તે જોવા માટે તથા લોકોમાં ને ખાસ કરીને ખેડૂતોને ગાયો ઉત્તમ પાળવામાં રસ પેદા કરવાને ગ્રામવિકાસ મંડળ ખેતી તથા પશુ પ્રદર્શન રાખે છે. તેમાં ઉત્તમ નમૂનાનાં ઢોર હરીફાઈમાં સમિતિએ પસંદ કરેલાં ઢોરને ક્રમ પ્રમાણે ઇનામની રકમ આપે છે. લગભગ દર સાલે રૂા. બે હજાર જેટલી રકમ સરકાર ઇનામ આપવા માટે આપે છે.

આવા પ્રદર્શનો ગુજરાતના આઠ જીલ્લામાં ગઈ સાલ ભરાયેલાં અને બીજા ખાતા તરફથી નાનાં ચાર પ્રદર્શન ઢોર-ઉછેરની યોજનાના કેન્દ્રોના ગામોમાં ભરેલાં. જેમાં સારી રસાકસી રેલી હરીફાઈ થયેલી. છેલ્લું સિદ્ધપુર મુકામે પ્રદર્શન ભરાયેલું, જેમાં ખેતી પ્રદર્શન તથા પશુ પ્રદર્શન જનતાને આકર્ષી રહ્યું

હતું. આપણા મુંબાઇ રાજ્યના માનનીય પંત પ્રધાન સાહેબ તો આપણું પશુ પ્રદર્શન-જે દેશનું ધન-તે જોવા ખાસ આવી, પણ પ્રદર્શનમાં પ્રથમ નંબરે આવેલા કાંકરેજી સાંઢને પરીક્ષ્ય વર્તુલમાં બાંધેલો. તેને પહેલા નંબરનું અને 'પ્રદર્શનમાં ઢોર આવેલાં તેમાં પણ પહેલા નંબરનું ઇનામ મળતું હતું તેને ખાદીના કપડાનું ફૂલ પોતાને હાથે મારા શિક્ષકની સમક્ષ બાંધેલું. સાંઢ જોરાવર ભરાવદાર અને દેખાવડો હતો. મેદની જોઇ સહેજ ભડકયો પણ ફૂલ તો બંધાણું.

વળી પાટણવાડી ઘેટાંનું ટોળું જોઇને તો પોતે તેમ જ સાથેનો બધો જ અધિકારી વર્ગ ઘણો જ ખુશ થઇ નિહાળી નિહાળીને જોવા લાગ્યો. તેની તસ્વીર કાઢી. માનીનય પંત પ્રધાન સાહેબ બીજા ધરણીધરના ઢોરોના મેળાની તસ્વીરો લઈ પોતાની સાથે રાખી, આનંદ માની, આશીર્વાદ આપી ખેતી પ્રદર્શન તરફ પધાર્યા.

કિશોરભાઈએ વડીલોને ઉપરની સવલતો તથા સરકારની મદદ ગ્રામવિકાસ મંડળના આંકડા સાથે રજુ કરતાં જ બેઠેલા વૃદ્ધો ઊભા થઈ બોલ્યા– સરકારનું કલ્યાણ થાઓ કે અમારા સુખસાધન મેળવવામાં સરકાર કેટલું ખર્ચ ઉઠાવે છે, તેનો અમને બરાબર ખ્યાલ આજે આવે છે. અરે ભાઈ કિશોર ! તું આપણા ગામમાં પણ ઢોરસુધારણા માટે કાંઇ કર. સરકાર-મદદનો લાભ લઈને પણ આપણે આપણા ગામનું ધણ આદર્શ બનાવવાની આજથી પ્રતિજ્ઞા લે. અમો બધા જ તારી સૂચના

પ્રમાણે બનીશું અને ઢોરનું ધણ સુધારવા તન, મન અને ધનથી કામ હાથોહાથ ઉઠાવી લઈશું. પશુસંવર્ધન ખાતાના નિષ્ણાતોને જાતે જઈને મળી અને આ યોજનાનો લાભ લઈ ઢોરનું ધણ સુધારી પશુધનમાં ઉમેરો કરી આપણે સાધનસંપન્ન થઈશું. અમો બધા એકી અવાજે સરકારનો પૂરેપૂરો આભાર માનીએ છીએ. આવી સુંદર ઢોરસુધારણાની યોજના અમારે માટે રાખેલી છે તેનો પૂરેપૂરો લાભ ઉઠાવવાની ખાત્રી આપી હરખાતા હરખાતા ઘેર જવા છૂટા પડયા.

॥ शुभं भवतु ॥



## વિભાગ બીજો

# દુગ્ધદોહન

દુધાળાં જાનવરોનું દૂધ દોહવું એ એક કળા છે, જેમાં ચતુરાઈ, નિપુણતા અને અનુભવની ખાસ આવશ્યકતા છે. દૂધ દોહવાનું કાર્ય શાન્તિપૂર્વક, સરળતાથી, શીઘ્રતાથી, શુદ્ધતાઈથી, પૂર્ણતાથી તથા જાનવરને જરાપણ અશાંતિ અને દુઃખ ન આપે તેવું હોવું જોઈએ. એક નિપુણ તથા શાન્ત ચિત્તથી દોહનાર બીજા અજ્ઞાન દોહનારથી દૂધ વધારે પ્રમાણમાં દોહી શકે છે, એટલું જ નહીં પણ પશુ આનંદપૂર્વક સુખ શાન્તિથી દોહતી વખતે ઊભું રહે છે અને સંપૂર્ણ દૂધ આપે છે. જ્યાં સુધી દૂધ દોહવાનું કાર્ય યથાયોગ્ય ન હોય તો પશુ ગમે તેવું સારામાં સારી જાતનું હોય અને તેને ઊંચામાં ઊંચો શાસ્ત્રીય પ્રમાણમાં ખોરાક આપવામાં આવે તે પણ નિષ્ફળ જાય છે. અજ્ઞાન તથા અનુભવહીન દોહનાર પશુને ઘણું જ કષ્ટ આપે છે, જ્યારે ચતુર અને અનુભવી દોહનાર દૂધ વધુ પ્રમાણમાં કાઢી શકે છે, તેટલું જ નહીં પણ પશુને ઘણો જ આનંદ અને સુખ આપે છે. દુધાલયોની સફળતા અગર અસફળતા કેવળ શુદ્ધતાઈથી અને ચતુરાઈથી દૂધ દોહવાના કાર્ય ઉપર અવલમ્બી રહી છે. આવાં કાર્યને સફળતાની કુંચી કહેવામાં આવે તો તેમાં જરાપણ અતિશયોક્તિ નથી.

ભારતખંડમાં ગાયનું દૂધ દોહનાર અહીર અગર ગ્વાલા હોય છે અને ભેંસનું દૂધ દોહનાર ગુજર હોય છે. આ લોકો બચપણથી આ ધંધામાં મશગુલ હોય છે. પરંતુ કમનસીબે

શુદ્ધતાથી તથા શાન્તિથી દૂધ દોહવું તથા તેનું વેચાણ કરવું તેના જ્ઞાનના અભાવે દૂધ કે જે સર્વ જનસમાજનો પોષક ખોરાક છે તેમાં એકથી અનેક વિકૃતિ પેદા કરે છે. આ લોકોને મળ, રોગ, જંતુ ઇત્યાદી ગન્દી વસ્તુઓ શું છે તેનું ભાન હોતું નથી અને જો આવી વસ્તુઓ દૂધ સાથે મિશ્ર થાય તો તેનું શું હાનિકારક પરિણામ આવશે તેનો અંશમાત્ર પણ ખ્યાલ હોતો નથી. વળી દૂધ ગરમ કરવાથી અસ્વચ્છ રીતે દોહેલા દૂધમાં દાખલ થયેલાં જંતુ માફકસર પદાર્થ તથા ગરમી મળવાથી એટલા મોટા પ્રમાણમાં વૃદ્ધિ પામે છે કે જેની સંખ્યા અગણિત થાય છે અને જ્યારે તે દૂધ સાથે મનુષ્યના ઉદરમાં જાય છે ત્યારે ચિત્રવિચિત્ર રોગ ઉત્પન્ન કરે છે. આનું આ લોકોને જરાપણ ભાન હોતું નથી.

વળી આ ઉપરાંત આ લોકો દુધાળાં જાનવરોને ભરપેટે શાસ્ત્રીય નિયમ પ્રમાણે ખોરાક આપતા નથી તેમ જ પશુઓને ઘણાં જ અસ્વચ્છ, મળમૂત્રથી ભરેલાં ગંદાં સ્થાનોમાં બાંધે છે અને દૂધ દોહતી વખતે ગમે ત્યાં આસપાસ થુંકથાક કરી સર્વ સ્થાન અસ્વચ્છ કરી મૂકે છે. આ લોકોને શારીરિક શુદ્ધતાનો વિચાર તો હોતો જ નથી અને મેલાં, ગંદાં અને પરસેવાથી ભીજાયેલાં કપડાં પહેરી દૂધ દોહવાનું કામ કરે છે. જેનું પરિણામ છેવટે એ જ આવે છે કે દૂધ અસ્વચ્છ રહે છે અને હજારો જંતુનો દૂધમાં પ્રવેશ થાય છે અને જનસમૂહમાં આવા દૂધના ઉપયોગથી રોગનો વધારો કરે છે.

મોટામાં મોટી ખોટી અને ખરાબ આદત આ લોકોમાં જ્યારે ને ત્યારે જ્યાં ને ત્યાં નજર પડે છે કે તેઓ પોતાના

અસ્વચ્છ છાણ, કચરાવાળા હાથ દૂધની પહેલી ધારથી ભીના કરે છે, કેટલાક તો વળી પોતાના હાથની અંગુડીઓ પોતાના મુખના થુંક વતી અગર પાસે પડેલા ગંદા પાણીથી ભીની કરે છે અને દોહવાનું કામ શરૂ કરે છે. કેટલાકને તમાકુ, પાન ખાવાની આદત હોય છે. તેઓ દોહતી વખતે આસપાસ થુંકતા જાય છે અને મુખ તથા નાક વગેરે હાથવતી સાફ કરતા જાય છે અને દૂધ દોહવાનું પણ કાર્ય સાથે ચાલુ હોય છે. આવા પ્રકારની અસ્વચ્છતાથી પરિણામ ઘણું જ બુરૂં આવે છે કે દૂધ દ્વારા પોતાના થુંકમાં રહેલા રોગના જંતુ જનસમૂહમાં દાખલ થઇ રોગ પ્રાપ્ત કરે છે અને પશુનું સ્થાન આવા પ્રકારોની ખરાબ આદતથી અસ્વચ્છ કરી મૂકી રોગના જંતુની ઉત્પત્તિ થાય છે, જેથી પશુ તથા તે સ્થળેથી દૂધનો ઉપયોગ કરનારાઓ રોગના ભોગી બને છે. આ સઘળી બાબતોનો જ્યારે ખ્યાલ કરીએ છીએ ત્યારે આશ્ચર્ય ઉત્પન્ન થાય છે કે દૂધ કે જે તમામ મનુષ્ય માત્રનો પોષક ખોરાક છે તે આવી અસ્વચ્છ રીતે દોહવામાં આવે છે. અસ્વચ્છ જગ્યામાં એકઠું કરવામાં આવે છે અને વેચાણ પણ થાય છે. આવા ભયાનક જંતુ દૂધમાં દાખલ થતાં અટકાવવા માટે શુદ્ધતાના પાઠો તૈયાર કરવા એ ઉચ્ચ છે, જેથી શુદ્ધ દૂધ મળે અને જનસમૂહનું રક્ષણ થાય.

આ ઉપરાંત દોહનારાઓ, દૂધ દોહવાની ક્રિયા જે ઘણા જ લાંબા સમયથી ચાલી આવે છે તેને વળગી રહ્યા છે, કે જે પશુને ઘણી જ હાનિકારક અને દુઃખ ઉત્પન્ન કરે છે. આ લોકો ચારે આંચળ આંગળાથી મજબૂત પકડી અંગૂઠો અવળો કરી

આંચળને દબાવી દૂધ કાઢે છે. આ રીતથી આંચળ ઉપર ઘણું જ અસ્થાને દબાણ થાય છે. એટલું જ નહીં પણ કેટલીક વખત આંચળમાં તડો પડી ફાટી જાય છે અને જે સ્થળે વધુ દબાણ થાય છે તે સ્થળે લોહીની ગાંઠ બંધાઈ જઈ તે આંચળદ્વારા દૂધ બંધ થઈ જાય છે. આવી હાનિકારક રીતિ નષ્ટ કરવા માટે ઉત્તમ સુખ આપનારી રીતિ દાખલ કરવા પ્રચાર કરવો ઈષ્ટ છે.

નિપુણ દૂધ દોહનારને પણ પ્રથમ દૂધ દોહવાની ક્રિયાનું તથા ક્યારે દૂધ દોહવું તેનું બરાબર જ્ઞાન હોવું જોઈએ. જે અવયવમાં દૂધ ઉત્પન્ન થાય છે તેનું તથા તેમાંથી સંપૂર્ણ દૂધ સરળતાથી કાઢી શકાય તેનું પણ જ્ઞાન દોહનારને બરાબર હોવું જોઈએ.

દૂધમાં કાંઈપણ મેલ તથા ગંદી વસ્તુ દાખલ ન થાય તેની ખાસ કાળજી રાખવી જોઈએ. દૂધ દોહવાની જગ્યાની તેમ જ દૂધ દોહવાની ક્રિયા વખતે સ્વચ્છતા ખાસ જાળવવી જોઈએ. દૂધ દોહની વખતે જે સ્થાને પશુ બાંધવામાં આવ્યું હોય તે સ્થાનમાં જરા પણ ઘાસચારો, મળમૂત્ર, ઈત્યાદી પદાર્થ રાખવા નહીં, પણ સ્થાન તદ્દન સ્વચ્છ હોવું જોઈએ. દૂધ ઘણું જ સૂક્ષ્મ તથા કોમળ પદાર્થ છે કે જે જરા પણ અસ્વચ્છતાથી ખરાબ થતાં વાર લાગતી નથી. તો ખાસ કરીને દોહતી વખતે સુકો પદાર્થ, જેવાં કે સુકું ઘાસ, સુકો ખોરાક પશુને જરાપણ ખાવા માટે આપવો નહીં. કારણ કે તે પદાર્થમાંથી બારીક બારીક વસ્તુઓ હવાદ્વારા દૂધમાં દાખલ થઈ, દૂધને અસ્વચ્છ કરે છે અને કેટલીકવાર દુર્ગંધ પણ પેદા કરે છે. મળમૂત્ર, ઘાસચારો તથા ખોરાકની વસ્તુ દૂધ દોહવાની જગ્યામાંથી દૂર

કરવામાં ન આવે તો જરૂર હરેક પ્રકારની વિકારી દૂધમાં દાખલ થાય છે. માટે જેટલી સફાઈ ગૌશાળામાં જળવાશે તેટલી જ સ્વચ્છતા તથા મિષ્ટતા દૂધમાં પણ જળવાશે.

પ્રથમ દૂધ દોહતાં પહેલાં દોહનારે જે પશુનું દૂધ કાઢવાનું હોય તેના શરીરના તમામ અંગનું અને ખાસ કરીને આંચળો તથા બાવલાનું અવલોકન કરી લેવું અને કાંઈપણ જાતનું બીમારી બતાવનારૂં ચિન્હ જણાય અગર આંચળો તથા બાવલા ઉપર જખમ અગર સોજો માલૂમ પડે તો તેણે તરત જ દૂધ નહીં દોહતાં ગૌશાળાના માલિકને બોલાવી બતાવવું અને માલિકે તરત જ પશુરોગચિકીત્સકને બોલાવી અગર પશુ-દવાખાને અસ્વસ્થ પશુને લઈ જઈ યોગ્ય તે સલાહ લઈ વર્તવું એ પ્રથમ કામ છે અને દોહનારની નજરે કંઈપણ પશુની અસ્વસ્થતા માલૂમ ન પડે અને પશુ ચંચળ જણાય તો પછી તેણે ખાસ કરીને પશુનાં પાછળનાં અંગ જેવાં કે પુચ્છ, કુક્ષ, સ્તનો તથા સ્તનની આગળના પેટના ભાગોને બરાબર સાફ કરી, સ્વચ્છ કલાઈ કરેલા વાસણમાં નિયમ પ્રમાણે દૂધ દોહવાનું કામ શરૂ કરવું.

અંગ સાફ કરવા માટે બ્રશ વાપરવું. પછી ખાદીના કપડાનો કકડો લઈ સ્વચ્છ પાણીમાં ભીનો કરી સફાઈની ક્રિયા કાળજીથી કરવી અને છેવટે કોરાં કપડાં વડે સાફ કરેલા અંગને લૂછી નાખવું. વળી દૂધ દોહનારે સ્વચ્છ ધોયેલાં કપડાં પહેરવાં તેમ જ દોહનારે પોતાના હાથ દોહતાં અગાઉ સ્વચ્છ ગરમ પાણીથી ધોઈ, સ્વચ્છ દૂધનું વાસણ લઈ દોહવા માટે જવું. દૂધના વાસણનું મુખ ગોળાકાર હોવું જોઇએ કે જેની ઉપર

બારીક કપડું બાંધી શકાય ને દૂધ વાસણમાં ગળાઈને જાય અને આજુબાજુથી દૂધ સિવાય કોઈપણ પદાર્થ વાસણમાં દાખલ થઈ શકે નહિ. આપણા મુલકમાં ઘડા અગર ડોલનો બહોળો ઉપયોગ કરવામાં આવે છે. આવાં વાસણોનો ઉપયોગ દૂધ સંચય કરવા માટે યોગ્ય નથી, કારણ કે ઘડાની અંદરની બાજુ જોઈએ તેવી રીતે સ્વચ્છ થઈ શકતી નથી અને ડોલનું મુખ ઘણું જ પહોળું હોવાથી દૂધમાં આજુબાજુથી હવામાં ઉડતી કીટાણું તથા મિટ્ટી ઇત્યાદી પદાર્થ ઘણી જ સહેલાઈથી દાખલ થઈ તમામ દૂધ અસ્વચ્છ કરી જનસમૂહના ઉપયોગ માટે હાનિકારક કરી મૂકે છે.

વાસણની સફાઈ ગરમ પાણીમાં થોડા સોડા મિશ્ર કરી કરવી જોઈએ, પછી ઠંડા પાણીથી બરાબર સાફ કરી, વાસણને ઉંધું રાખી બરાબર પાણી સુકાઈ જવા દેવું, પછી તે વાસણનો દૂધ સંચય કરવા માટે ઉપયોગ કરવો દૂધ દોહનારે પોતાના નખ ઘણા જ બારીક રાખવા જોઈએ. કારણ કે નખ હોવાથી સ્તનો ઉપર જખમ થાય છે અને વધેલા નખમાં દરેક પ્રકારનો મેલ ભરાઈ રહે છે જેથી કરીને દૂધ અસ્વચ્છ થતાં વાર લાગતી નથી. માટે એના ઉપર ખાસ ધ્યાન આપવું જોઈએ.

પશુ માત્ર ઘણાં જ સમજદાર હોય છે અને ખાસ કરીને દુધાળાં જાનવર અને વિશેષ કરીને ગાય ઘણું જ સમજુ પ્રાણી છે અને તે હંમેશાં શાન્ત દૂધ દોહવાનો વખત ઘણો જ પસંદ કરે છે. વળી દોહનારને પણ સારી પેઠે ઓળખી શકે છે. જ્યારે દૂધ દોહનાર બદલાય છે ત્યારે તરત જ તે નવા દૂધ દોહનારને ઓળખી શકે છે. જ્યારે નવીન દોહનાર જેમ તેમ આંચળ ખેંચી અશાન્તિ દૂધ દોહવાનું શરૂ કરે છે કે તરત જ પશુ તોફાન કરે

છે, દૂધ ઉપર ચઢાવી દે છે અને બીલકુલ દોહવા દેતું નથી. તો ખાસ ધ્યાન રાખવાનું એ છે કે દોહનાર બદલાવો ન જોઇએ. જે પશુને રોજ દોહતા હોય તે ઇસમ રોજ દોહ્યા કરે. નવીન દોહનારને એકદમ દોહવાનું કામ સોંપવું નહીં. પ્રથમ તેણે પશુથી વાકેફ થવું જોઇએ. માયાથી અને પ્રેમ ભરેલા વચનોથી તેણે હંમેશાં તે પશુ સાથે વર્તન રાખતાં શીખવું જોઇએ અને પછી જ્યારે બરાબર પશુથી વાકેફ થાય અને જ્યારે જુનો દોહનાર કાંઇપણ કારણસર કામથી મુક્ત થાય ત્યારે નવા દોહનારને કામ સોંપવું એ જ ઇષ્ટ છે.

પશ્ચિમના દેશોમાં દોહવાનું કામ ઘણી જ જુદી રીતથી કરવામાં આવે છે અને આપણા મુલકમાં દૂધ દોહવાનું કામ ઘણી જ અન્ય રીતે થાય છે. આપણા મુલકની દૂધ દોહવાની રીતિ બે કારણોથી ઘણી જ ઉત્તમ છે. પ્રથમ તો ઘણે ભાગે બાઇઓ હંમેશાં દુધાળાં જાનવરો પાસે હરહંમેશ રહેવાથી પશુનો પ્રેમ સંપાદન કરી લે છે અને પશુ હંમેશાં તેમને ચાહે છે અને જ્યારે ત્યારે તેમને માયાથી જોયા કરે છે અને આવા નિકટ પ્રેમથી દૂધ પૂરા પ્રમાણમાં નિકળે છે. બીજું દોહનાર દોહવાનું કામ હાથવતી કરે છે. પુરૂષ દોહનાર પશુના પાછળના આંચળમાંથી સંપૂર્ણ દૂધ કાઢી શકે છે, કારણ કે તેમના હાથમાં બાઇ કરતાં શક્તિ વધારે હોય છે. વળી પાછળના આંચળ પાછળના બે પગની જાંઘની મધ્યમાં ઊંચે આવેલા હોય છે, જેથી કરીને તે આંચળોમાંથી દૂધ દોહવાનું કઠણ પડે છે. પણ ટૂંકમાં નર અગર નારી બન્ને નિયમથી અને માયાથી કામ કરે છે ત્યારે સંપૂર્ણ દૂધ કાઢી શકે છે. પણ જો તેઓ જરા પોતાના

જ્ઞાનમાં ઉમેરો કરે તો દૂધ દોહવાના મશીન જેટલું જરૂર કાઢી શકે, પણ તે શાસ્ત્રીય દૂધ દોહવાના નિયમોનું જ્ઞાન તેમને આપવા માટે પ્રચારની જરૂર છે.

દૂધ આંચળોને દબાવીને કાઢવું જોઇએ, ખેંચી કદીપણ કાઢવું નહીં. પ્રથમ દૂધની બે ચાર ધારો બહાર ફેંકી દેવી જોઇએ કારણ કે શાસ્ત્રીય શોધ પ્રમાણે સ્તનની નળીમાં કીટાણું જમા થયેલા હોય છે અને તે દૂધની સાથે તરત જ પ્રથમ ધારોમાં આવે છે. જો તે ચાર ધારો લેવામાં આવે તો સઘળા દૂધની સ્વચ્છતા જળવાય જ નહીં તેટલા માટે જ પ્રથમની બે ચાર ધારો બહાર ફેંકી દેવા માટે સૂચવ્યું છે.

ડૉકટર શુબર્જે દૂધની પ્રથમ ધારોનું દૂધ જમા કરી શાસ્ત્રીય જ્ઞાન વડે પ્રયોગ કરી સિદ્ધ કર્યું છે કે પ્રથમ દૂધની ધારમાં દરેક ઘન ઈંચમાં ( per c. c. ) તેર લાખ -સાઠ હજાર કીટાણું હોય છે અને પ્રથમના દૂધ પછીની ધારોમાં કીટાણું બીલકુલ હોતા નથી અને શુદ્ધ હોય છે.

દૂધ દોહવાની બે રીત છેઃ—પહેલી રીત જેને અંગ્રેજીમાં સ્ટ્રિપિંગ ( Stripping ) કહે છે; કે જે આગલી બે આંગળી અને અંગુઠાથી આંચળ દબાવી દૂધ કાઢવામાં આવે છે અને બીજી રીતને અંગ્રેજીમાં ( Full-hand-milking ) કહે છે જેને આપણે પૂર્ણહસ્તદુગ્ધદોહન કહીએ છીએ.

પ્રથમ રીતિ માટે આમાં દોહનાર આંચળને મૂળમાંથી પોતાના અંગુઠાની અને પ્રથમની બે આંગળીની મધ્યમાં ગ્રહણ કરી સ્તનને પૂરી લંબાઇ સુધી ખેંચી સાથે દબાવી દૂધની ધારો કાઢે છે. આમાં બન્ને હાથનો ઉપયોગ કરે છે અને વારાફરતી

આંચળોને મૂળમાંથી પકડી અંગૂઠા અને બે આંગળી વચ્ચે દબાવી જલદી જલદી દૂધ કાઢે છે અને દૂધની ધારો ચાલુ રહે છે. પ્રથમ પહેલા બે આંચળનું દૂધ કાઢી લે છે અને પછીથી પાછળના આંચળનું દૂધ કાઢે છે.

પૂર્ણહસ્તક્રિયા (Full-hand-milking): આ રીતિમાં આંચળોને પૂરા હાથથી પકડે છે અને આંચળોને હથેળી ઉપર ચારે આંગળીવતી દબાવે છે. આ ક્રિયામાં આંચળને ઉપર જણાવ્યા પ્રમાણે દબાવી, છોડી દઈ, દબાવી આ પ્રમાણે વારાફરતી ક્રિયા ચાલુ રાખી જલદી જલદી દૂધની ધારો આવ્યા જ કરે છે અને ઘણી જ ત્વરાથી કામ થાય છે.

પૂર્ણહસ્તક્રિયાની સ્ટ્રિપિંગની ક્રિયા સાથે તુલના કરીએ તો પૂર્ણહસ્તક્રિયામાં દૂધ ઘણું જ જલદીથી નીકળે છે. સ્ટ્રિપિંગની ક્રિયામાં આંચળને છોડી ફરીથી મૂળમાંથી પકડવું પડે છે અને તેની ફેરબદલીમાં વખત જાય છે અને પૂર્ણહસ્તક્રિયામાં આંચળને બિલકુલ છોડવું પડતું જ નથી, પણ ફક્ત વારાફરતી દબાવી દૂધ કાઢવામાં આવે છે અને જેથી કરીને વખત ઘણો જ થોડો લાગે છે. મોટા કદનાં દુધાળાં જાનવરો કે જેમના આંચળો બરાબર લંબાઈમાં હોય છે તેને પૂર્ણહસ્તક્રિયાથી દોહવામાં આવે છે અને નાના કદનાં દુધાળાં જાનવરો કે જેના આંચળો પ્રમાણમાં નાના હોય છે તેને સ્ટ્રિપિંગની ક્રિયાથી દોહવામાં આવે છે.

પૂર્ણહસ્તક્રિયા ઉત્તમ ગણવામાં આવી છે કારણ કે આમાં જેવી રીતે વાછરડું ધાવે છે અને આંચળ પર એક સરખું દબાણ

થાય છે તેની માફક જ દબાણ ચારે આંગળીવતી હથેલી ઉપર આંચળનું વારાફરતી દબાણ થાય છે.

સ્ટ્રિપિંગની ક્રિયામાં આંચળ ઉપર એક સરખું સમવાર દબાણ થતું નથી અને આવશ્યકતાથી અધિક દબાણને લઇ તેમ જ એકાએક વારાફરતી ઉપરથી નીચે સુધી સતત આંચળ ખેંચવાથી આંચળ ઉપર ચીરા પડે છે. કેટલીક વખત સોજો પણ આવી જાય છે અને આંચળને ભારે નુકશાન થાય છે. આ રીત દોહનારને પણ સરળ લાગતી નથી કારણ કે તેને વખતોવખત આંચળને ચિકણા રાખવાને પોતાના આંગળાંને દૂધથી અગર પાણીથી ભીના કરવા પડે છે. પણ પૂર્ણહસ્તક્રિયામાં આવી કંઇપણ કઠિનતા વેઠવી પડતી નથી. આ ઉપરાંત સ્ટ્રિપિંગની રીતમાં પશુને પણ અધિક દુ:ખ થાય છે. પ્રથમ જેટલું દૂધ નીકળે તેટલું દૂધ પૂર્ણહસ્તક્રિયાથી કાઢી લઇ છેવટે સ્ટ્રિપિંગની રીતથી દૂધ કાઢવાનું ઇષ્ટ છે. કારણ કે છેવટે રહેલા દૂધમાં માખણ (Fat) નું પ્રમાણ વધારે હોય છે, તેવું પ્રયોગથી સિદ્ધ કરવામાં આવ્યું છે અને તે છેવટનું દૂધ લેવા માટે સ્ટ્રિપિંગ કરવામાં ન આવે તો દૂધમાનો મુખ્ય પદાર્થ રહી જાય છે અને જેથી કરીને દૂધની મુખ્યતા જળવાતી નથી. દોહનારે વાછરડાની ધાવવાની રીત ધ્યાનમાં રાખી તેનું બરાબર અનુકરણ કરી છેવટના દૂધનું બિન્દુ પણ રહેવા દેવું નહીં પણ ચતુરાઈથી કાઢી લેવું અને તે સ્ટ્રિપિંગથી જ લઈ શકાય છે. પૂર્ણદોહનક્રિયાથી સ્તનમાં અધિક દૂધનું સંચય થાય છે અને સંચયથી દૂધનો પ્રવાહ વધે છે. જ્યારે સ્તનો દૂધથી પૂર્ણ ભરેલાં હોય છે ત્યારે તેમાં નવા દૂધનો વધારો થઇ શકતો નથી, પણ જ્યારે દૂધ દોહવામાં આવે છે

ત્યારે તે ખાલી થતા જાય છે અને ભરાતા જાય છે. બન્ને ક્રિયા, ખાલી થવાની અને સંચય થવાની, સાથે સાથે પશુની શક્તિ પ્રમાણે થતી જાય છે.

પશ્ચિમમાં આવેલા ડેન્માર્કના એક વિદ્વાન પશુરોગ ચિકિત્સક મી. હેગબેન્ડે (Hegbend) ખાસ અનુભવ કરી સિદ્ધ કર્યું છે કે છેવટના દૂધમાં માખણનું પ્રમાણ વધારે હોય છે માટે સ્ટ્રિપિંગથી આ છેવટનું દૂધ લઇ શકાય છે તેવું તેમણે સાબીત કર્યું છે. વળી બીજી રીત સ્તનોને દોહતાં અગાઉ માલિશ કરવું તેમ જ દોહવાની ક્રિયાની મધ્ય વખતે તેમ જ છેવટે સ્તનોને માલિશ કરવાથી દૂધમાં વધારો થાય છે. એટલું જ નહિ પણ માખણનું (fat) પ્રમાણ પણ વધે છે અને વળી સંપૂર્ણ દૂધ નહીં કાઢી શકવાથી સ્તનોને સોજો આવવાનો સંભવ રહે છે તે થતો અટકે છે. કારણ કે આ માલિશની રીતથી સઘળું દૂધ કાઢી લેવામાં આવે છે. ડેન્માર્ક તથા અમેરિકાના નામાંકિત દુધાલયોમાં આ રીતનો બોહોળો ઉપયોગ કરવામાં આવે છે અને જેથી કરીને ઘણું જ સારૂં પરિણામ આવે છે. દૂધનો પણ વધારો થાય છે અને માખણનું પ્રમાણ પણ વધે છે. તેવી રીત દાખલ કરવાનું તેઓએ જણાવ્યું છે. તો આ રીતે આપણા મુલકોમાં દાખલ કરી અને સારૂં પરિણામ લાવવા ખંત કરવામાં આવે તો ઘણુ જ ઇષ્ટ છે.

મી. વૉલ (Wall), મી. હેન્કલ (Henkel), મી. વેન્ક (Wenk) તથા અન્ય વિદ્વાન સજ્જનોએ મી. હેગબેન્ડ (Hegbend) ની રીતને મુક્ત કંઠથી પ્રશંસા કરી છે. મી.

અને શાંતિથી થવી જોઇએ. કારણ કે અશાંતિથી અને ધીમે ધીમે દોહવાથી દૂધ ઓછા પ્રમાણમાં મળે છે. કારણ કે જેટલી ત્વરાથી દોહવાય તેટલી જ ત્વરાથી સ્તનોમાં દૂધ પેદા થાય છે. દૂધની ઘણીખરી ઉત્પત્તિ દૂધ દોહતી વખતે જ થાય છે અને એ ઉત્પત્તિનો આધાર સ્તનોને ઉત્તેજક કરવા પર રહેલો હોય છે અને એ ઉત્તેજકતા ત્વરાથી દોહવાથી થાય છે. જેવી રીતે સુંગધીદાર તથા સ્વાદિષ્ટ અને મધુર ખોરાક નજરે પડતાં આપણા મુખમાં પાણી છૂટે છે અને લાળનો વધારો થાય છે તેવી જ રીતે પશુને પણ ત્વરાથી શાસ્ત્રીય રીતે વર્ણવ્યા પ્રમાણે દોહવાથી, સ્તનોને માલિશ થાય છે અને તેમાં તે મગ્ન થઇ મઝા માની દૂધ ઉત્પત્તિની ક્રિયામાં વધારો કરે છે. જો ધીમે ધીમે દોહવામાં આવે તો પશુને પણ કંટાળો આવે છે, બેચેની ઉત્પન્ન થાય છે અને જેનું પરિણામ દૂધની ક્ષીણતા. નિપુણ દોહનાર હમેશાં નવીન દોહનાર કરતાં દૂધ વધારે પ્રમાણમાં કાઢી શકે છે કારણ તે ત્વરાથી અને શાસ્ત્રીય પદ્ધતિથી કામ કરે છે, જેથી કરીને થોડા સમયમાં વધુ પ્રમાણમાં દૂધ મેળવી શકે છે.

સને ૧૯૦૪માં મે. રા. રા. ડૉકટર ક્રોથરે (Dr. Crouther) આવું પ્રમાણ શોધી કાઢવા માટે એક નિપુણ દોહનાર પાસે એક દિવસે ગાય દોહવા સોંપી અને બીજે દિવસે અનાડી અગર નવીન દોહનારને તે જ ગાય દોહવા સોંપી. પરિણામ એ આવ્યું કે નિપુણ દોહનારે ૧૧.૩ પૌન્ડ દૂધ કાઢ્યું અને નવીન દોહનારે તે જ ગાયમાંથી બીજે દિવસે ૮.૪ પૌન્ડ દૂધ કાઢ્યું. તેમ જ માખણનું પ્રમાણ નિપુણે દોહેલા દૂધમાં ૪.૨ અને નવીન

દોહનારે દોહેલા દૂધમાં ૨·૫ પ્રતિશત નિકળ્યું. આ ઉપરાંત પોતાના બીજા પ્રયોગમાં ત્વરાથી એક ગાયને દોહવામાં આવી અને તે જ ગાય બીજે દિવસે ધીમે ધીમે દોહવામાં આવી, તેમાં ઘણો જ તફાવત જણાયો. ત્વરાથી દોહવામાં આવેલા દૂધમાં ૧૦ ટકા વધુ તથા ૩૦ ટકા વધુ માખણનું પ્રમાણ હતું. આ પ્રયોગથી ત્વરાથી દૂધ દોહવામાં કેટલો ફાયદો થાય છે તેનો બરાબર ખ્યાલ આવે છે.

પશુના અવયવોમાં ખાસ કરીને સ્તનો ઘણાં જ કોમળ અને તીક્ષ્ણ હોય છે અને તેથી કરીને દોહનારે દુધાળાં જાનવરોનો પ્રેમ સંપાદય કરવો જોઇએ. માયાથી પશુઓ સાથે વર્તવું, પ્રેમથી હાથ શરીર ઉપર ફેરવવો અને મંદ મંદ અવાજે પશુ સાથે શબ્દ કાઢવા જેથી પ્રેમ સંપાદન કરતાં જરાપણ વાર લાગતી નથી પ્રેમ સંપાદન થવાથી દૂધ વધુ પ્રમાણમાં મળી શકે છે અને ક્રુરતા તથા અશાંતિથી વર્તવાથી દુધાળાં જાનવરના સ્વભાવ ઉપર માઠી અસર થાય છે અને પરિણામમાં તેની દૂધ ઉત્પન્ન કરવાની શક્તિમાં ધોકો પહોંચાડે છે. આવી ક્રૂર વર્તણુંકથી પશુ લાતો મારે છે, ચીડીયું થાય છે, મારવા કોશીષ કરે છે, બૂમો પાડે છે અને જ્યારે તેને મારપીટ કરવામાં આવે છે ત્યારે આથી વધુ ખોટી કુટેવોને પશુ વળગી રહે છે અને તદ્દન નિરૂપયોગી થઇ પડે છે. નમ્રતાથી તથા પ્રેમથી પશુ સાથે વ્યવહાર રાખવામાં આવે તો સ્વભાવથી ખોટી આદત તેનામાં હોય તે પણ પશુ ભૂલી જઈ પ્રેમથી વશ થઇ, શાણું અને ઉપયોગી જાનવર થઈ પડે છે. દોહવાની ક્રિયા શાંતિમય અને શાસ્ત્રીય પદ્ધતસર હોય છે ત્યારે પશુને ઘણો જ

થોડાં ટીપાં કારબોલીક એસીડનાં મેળવી તૈયાર કરી લગાવવાથી ઝટ આરામ થાય છે. આવી રીતે જખમ થાય ત્યારે સ્ટ્રિપિંગની રીતથી દૂધ બિલકુલ કાઢવું નહિ કારણ કે તે દુઃખમાં ઉમેરો કરે છે.

આપણા મુલકમાં મોટા ભાગે દોહનારા પોતાનાં આંગળાં ભીનાં કરે છે અને પછી દોહવાનું કામ કરે છે. દોહતી વખતે હાથમાંથી દૂધ અગર ગન્દા પાણીનાં ટીપાં પડયા કરે છે. ગમે તેવાં પાણીનો ઉપયોગ કરે છે અગર દૂધના વાસણમાં હાથ બોળી આંગળાં ભીનાં કરે છે અને પછી દોહવા માંડે છે. આ પ્રમાણે કરવાથી વાસણમાંનું તમામ દૂધ અસ્વચ્છ કરી મૂકે છે. આ પ્રથા ઘણી જ ગન્દી અને હાનિકારક છે. પશુમાં સ્તનના રોગ મોટે ભાગે થાય છે તેનું કારણ અન્ય કારણો પૈકીમાંનું ઉપર વર્ણવેલી દોહવાની રીત છે જેનાં જરાપણ આશ્ચર્ય પામવા જેવું નથી.

સને ૧૯૨૫ ની સાલમાં પંજાબ વેટરીનરી કૉલેજની ઔષધાલયમાં ૮૭૪ ગાયો ચિકિત્સા માટે આવેલી તેમાંથી ૧૫૧ ગાયો ૧૭·૫ પ્રતિ શત સ્તનના રોગવાળી હતી. આનું કારણ લેખકને જણાયું હતું કે દોહતી વખતે આંગળાં ભીનાં કરવાની પ્રથાથી તથા વખતસર દૂધ દોહવામા ન આવે ત્યારે ખોટી અને તરેહ તરેહની રીતથી દોહવાની ક્રિયા કરવામાં આવે ત્યારે, અગર સંપૂર્ણ દૂધ કાઢી લેવામાં ન આવે ત્યારે આવા દર્દની ઉત્પત્તિ થવા પામે છે.

દૂધ દોહવાનું કાર્ય દરરોજ વખતસર થવું જોઇએ. દુધાળાં ..રોને આ આદત પસંદ હોય છે અને તેમના સ્તનો નિય-

મિત કામ કરે છે. દોહવાની ક્રિયાના વખતમાં જરાપણ ફેરફાર થાય છે કે તરત જ દૂધની પ્રાપ્તિ કમી થાય છે અને આવી રીતે વખતમાં ફેરફાર વખતોવખત કરવામાં આવ્યા કરે તો દૂધની પ્રાપ્તિ કમી થઇ જઇ છેવટે પશુ જલદીથી વસુકી જાય છે. દોહતાં અગાઉ પશુને માયાથી બોલાવી, શરીર ઉપર હાથ ફેરવી, થાબડી પ્રસન્ન કરી દોહવા બેસવું ઇષ્ટ છે.

પશુને દિનમાં બે વખત દોહવાનો સામાન્ય નિયમ છે. પ્રાતઃકાલે તથા સાયંકાલે બરાબર બાર કલાકનું અંતર રાખવું જોઇએ. મોડું વહેલું જરાપણ થવું જોઇએ નહિ. ઘણા જ મોટા પ્રમાણમાં દૂધ આપનારાં પશુની દોહવાઈ દિનમાં ત્રણ વખત થવી જોઇએ. કેટલાકનું માનવું પશુને ત્રણથી વધુ વખત દોહવાથી દૂધની પ્રાપ્તિમાં વધારો થાય છે. પણ વધુ વખત દોહવાથી, પશુની શારીરિક સ્થિતિ તથા તન્દુરસ્તી ઉપર ખોટી અસર થાય છે. મોટા પ્રમાણમાં દૂધ આપનાર જાનવરની દોહવાઈ દિનમાં ત્રણ વખત અને બાકીના તમામ પશુની દોહવાઇ દિનમાં બે વાર સવારે અને સાંજે બાર કલાકના અંતરે થવી જોઇએ જેથી પશુને ઘણો જ આરામ રહે છે અને તંદુરસ્ત રહી માલિકને સુખ આપે છે. ધ્યાનમાં રાખવું કે દૂધ દોહવાની ક્રિયામાં પશુને ભારે કષ્ટ વેઠવું પડે છે. કેટલીક વખત તો સોજો આવી ભારે દર્દ સ્તનમાં ઉત્પન્ન થાય છે અને જેના પરિણામમાં કેટલીક વખત સ્તનના એક બે ભાગ નિરૂપયોગી પણ થઇ જાય છે અને કેટલીક વખત વધુ સોજો આવી જઈ રસી ભરાઇ જઇ પશુ મરણને શરણ થઇ જાય છે.

બકરીનું દૂધ ડાબી બાજુ બેસી કાઢવું જોઇએ, કારણ કે દોહનારને ઘણુંજ સુલભ પડે છે. વળી દોહતી વખતે બકરીને ઊંચા સ્થાને ઊભી રાખવી ઇષ્ટ છે.

બકરીના આંચળને અંગૂઠો અને આગલા આંગળાની મધ્યમાં પકડી દબાવી કાઢવું સલાહકારક છે. જ્યારે બકરીના આંચળ નાના હોય છે ત્યારે સ્ટ્રિપિંગની રીતથી કાઢવું પડે છે. દૂધની શુદ્ધતા અને પવિત્રતા જાળવવા માટે આગળ વર્ણન કરવામાં આવ્યું છે તે પ્રમાણે વર્તવાથી જળવાય છે.

## દૂધ દોહવાના નિયમોનો સારાંશ

(૧) દુધાળું પશુ તંદુરસ્ત અને રોગ રહિત હોવું જોઇએ.

(૨) દુધાળાં જાનવરને બરાબર બને તેટલું સાફ રાખવું.

(૩) દોહનાર સ્વચ્છ અને તંદુરસ્ત હોવો જોઇએ.

(૪) દોહનાર ચેપી રોગની બીમારીવાળાથી દૂર રહેવો જોઇએ.

(૫) દોહનારનાં કપડાં સ્વચ્છ ધોયેલાં હોવાં જોઇએ તેમ જ તેના હાથ ધોયેલા સાફ હોવા જોઇએ.

(૬) દૂધ દોહવાનું વાસણ સ્વચ્છ પાણીથી બરાબર સાફ કરેલું હોવું જોઇએ અને કાંઇપણ મેલ, કચરો, કીટાણુ દાખલ ન થાય તે માટે તેનું મુખ અડધું બંધ હોવું જોઇએ.

(૭) દુધાળાં જાનવરોનું સ્થાન સ્વચ્છ, કચરા રહીત, મળમૂત્ર-રહીત હોવું જોઇએ.

(૮) દુધાળાં જાનવરનાં સ્થાનમાં હવા અજવાળા માટે બારીબારણાં તથા બત્તીઓ નિયમ પ્રમાણે રાખવી જોઇએ.

(૯) દુધાળાં જાનવરના સ્થાનો હંમેશ વિમલ રાખવાં.

(૧૦) ઘાસચારો વગેરે ખોરાક દોહતી વખતે રાખવો નહિ.

(૧૧) સુકા હાથવતી દોહવાની પ્રથા લાભદાયક છે.

(૧૨) પૂર્ણહસ્તક્રિયાથી દોહવાની ક્રિયા સર્વોત્તમ છે અને તે ઉપરાંત છેવટનું દૂધ લેવા માટે સ્ટ્રિપિંગનો ઉપયોગ કરવો.

(૧૩) દૂધ દોહવાની ક્રિયા શીઘ્રતાથી, શાંતિથી અને પૂર્ણતાથી થવી જોઈએ.

(૧૪) દૂધ દોહવાની ક્રિયા ઠીક નિયમિત સમયપર થવી જોઈએ.

(૧૫) પશુ સાથે કૃપામય વ્યવહાર રાખવો જોઈએ.

(૧૬) દૂધનો રોજ રોજ હિસાબ રાખવો જોઇએ.

(૧૭) દોહેલા દૂધને દોહવાના સ્થાને વધુ સમય સુધી પડી રહેવા દેવું નહિ.

॥ शुभं भवतु ॥